પૂનાની શ્રી જૈન તત્ત્વજ્ઞાન વિદ્યાપીઠે "પંડિત પરીક્ષા માટે

મંજૂર કરેલ છે

શ્રી લબ્ધિસૂરીશ્વર જૈન ગ્રંથમાળા, પુષ્પ ૧૫

અખિલ ભારતીય જૈન સમાજની એક જ

શિક્ષણ સંસ્થા

શ્રી જૈન તત્ત્વજ્ઞાન વિદ્યાપીઠ [ પૂના ]ના

પંડિત પાઠ્યક્રમમાં સંકલિત

# શ્રી જૈન પ્રશ્નોત્તરવાટિકા

[ વિભાગ પહેલો ]

"વિદ્યાપીઠ પાઠ્યપુસ્તક પ્રકાશનસમિતિ સંયોજિત'

[ સર્વ હક્ક સ્વાધીન ]

આવૃત્તિ પહેલી }
વિ. સં. ૨૦૦૯ }



{ નકલ ૧૦૦૦
{ એપ્રિલ ૧૯૫૩

મૂલ્ય રૂા ૧-૮-૦

પેકિંગ પોસ્ટેજ રૂા. ૦-૨-૬

પ્રકાશિકા

શ્રી લબ્ધિસૂરીશ્વર જૈન ગ્રંથમાળા—ગારીઆધાર

પ્રાપ્તિસ્થાન

શ્રી લ. સૂ. જૈ. ગ્રંથમાળા, ગારીઆધાર, (સૌરાષ્ટ્ર)

શ્રી જૈન તત્ત્વજ્ઞાન વિદ્યાપીઠ—
૧૫૮-૫૭, રવિવાર પેઠ, પૂના, ૨

☞ શ્રી જૈન તત્ત્વજ્ઞાન વિદ્યાપીઠ ( પૂના ) ☜

બૃહદ્ ગુજરાત શાખા
રાવપુરા રોડ
વડોદરા.



સૌરાષ્ટ્ર શાખા
ચાંદી બજાર,
જામનગર.

# પ્રકાશકીય

આજે આ અપૂર્વ પ્રકાશન જે પ્રગટ થાય છે તેને અમારી સાહિત્ય સેવાના ગૌરવરૂપ માનીએ છીએ. આ અદ્વિતીય પ્રશ્નોત્તર શૈલિનું પ્રકાશન પ્રગટ કરતાં અમને અમાપ આનંદ ઉપજે છે તે એટલા જ માટે થાય છે કે આજના જમાનામાં જૈન સમાજ આવશ્યક સૂત્રોના આધ્યાત્મિક બોધ તરફ બેદરકાર બની રહેલ છે, તેવા કપરા સમયમાં જે મહાન ઉપકાર અને અજોડ માર્ગદર્શન આપી રહેલી અખિલ જૈન સમાજની એક માત્ર દિવ્ય સંસ્થા શ્રી જૈન તત્ત્વજ્ઞાન વિદ્યાપીઠ અજ્ઞાનતાને દૂર કરવા અને મહાન કુસંપના ખાડામાં પડેલી જૈન જનતાને ઉગારવા જ્ઞાનદીપક ધરી, જોરદાર પ્રયાસો કરી રહેલ છે, તેના પંડિતપરીક્ષાના પ્રકાશનને પ્રગટ કરવાનું મહદ્ભાગ્ય અમને આજે સાંપડી રહ્યું છે. ધીમી પણ સ્થિર ગતિએ એ મહાવિદ્યાપીઠ આવા લાભ અમને વારંવાર આપ્યા કરે અને શાસનસેવાનો અણમોલ સુયોગ અમને આપે એમ ઇચ્છીશું.

આ પ્રકાશનનું ટાઇટલપેજ આકર્ષક કરવામાં તેની શુદ્ધિ જાળવવામાં, સાંગોપાંગ પ્રકાશન સમિતિનો સહયોગ સાધવામાં અમે અમારાથી બનતું બધું કર્યું છે. આ કાર્ય ઘણું ખર્ચાળ હોવા છતાં આવો મહાન ગ્રંથ પણ અમે સમયાનુસાર ધાર્યા કરતાં ઘણો જ મોડો પ્રગટ કરવા શક્તિમાન થયા છીએ. આજે મોંઘવારી ઘણી છે, છતાં પ્રગટ થતા બીજા પ્રકાશનોની જેમ જ અમે માત્ર દોઢ રૂપિયો કિંમત રાખી છે.

આ ગ્રંથને સાંગોપાંગ તૈયાર કરનાર સમાધાન આપનાર પૂજ્ય મુનિવરો આર્થિક સહાય આપનાર દાનવીરો [illegible] પ્રેસના માલિક, પ્રૂફ સંશોધન કરનારા, વિદ્યાપીઠના શ્રમ [illegible] પાઠ્ય પુસ્તક પ્રકાશન સમિતિના સભાસદો ને કા [illegible] અમે આ તકે આભાર માનીએ છીએ. આમ [illegible] ના સર્વે અમને ભવિષ્યમાં પણ સહાય કરે તેવી [illegible] આશા રાખીએ છીએ. શાસનદેવ [illegible] ઉત્સાહ પ્રેરે, વધારે ને વધારે [illegible] ઇચ્છીશું.

—પ્રકાશક

# આવેદન

શિક્ષણના વિષયમાં ઘણુંએ પ્રયાસ કરે છે તેમાં અનેક પંડિતોના અનેક મત જોવામાં આવે છે જ્યારે મતમતાંતરોથી બધા જ પોતાને વિદ્વાન્ અને પંડિત માની લે છે ત્યારે પોતાના પ્રયાસોનો સ્વતંત્રપણે અમલ કેમ થાય તેની પેરવી કર્યા વિના તેઓને ચાલતું નથી. એટલે પરિણામે એમના થતા છૂટા પ્રયાસોમાં કેટલાકો તો પછીથી નિરાશ્રયતાને કારણે પડી જાય છે તેમ છતાં કોઈ પણ ભેગા થઈ વિચાર કરવા તૈયાર થતા નથી. પોતાના વિચારો અખતરો કે અમલ થાય તેમાં નિષ્ફળ જાય, તો પણ પરના મતવ્યને અપનાવવા કોઈ તૈયાર હોતા નથી. સૌથી પહેલાં તો સમાજની પ્રાચીન સંસ્કૃતિનો અભ્યાસ પૂરો કરવો જોઈએ અને પછી વર્તમાનની વાસ્તવિક સમાજની નાડીનું અને તાજી સમાજની પરિસ્થિતિ એનું ઊંડાણમાં ઉતરીને નિરીક્ષણ એ વિદ્વાનોએ કરવું જોઈએ. પરંતુ જ્યારે એ પંડિત પુરુષો કદી દશ વીશ ભેગા મળીને વિચારની આપલે કરતા જ નથી ત્યારે અભ્યુદયકાંક્ષી સમાજના ગુંચવણભર્યા કોયડાઓનું નિરાકરણ નિષ્પક્ષપાત દૃષ્ટિથી કોઈ રીતે પણ થતું નથી. આ શિક્ષણનો વિષય એવો છે કે દરેક દેશ પોતપોતાની વૈશિષ્ટિક મૌલિકતા તો અમુક રીતે બીજા બીજાથી ભિન્ન જ રાખે છે એ ભિન્ન શિક્ષણ વ્યવસ્થાઓને જ્યારે નિહાળવામાં આવે, ત્યારે એને નજર સમક્ષ રાખીને આપણા જૈન સમાજના બાળક બાળિકાઓનો ઉદય કયા પ્રકારો અપનાવવાથી થશે? થોડી મહેનતમાં ઘણું સારું ફળ અથવા પરિણામ આપણે કેમ નિપજાવી શકીશું? બીજી પ્રણાલિકાઓ કરતાં, આપણા સંસ્કૃતિરક્ષક રીતરિવાજોના રક્ષણ માટે શું શું અને કયા ક્યાં ફેરફારો કે સુધારાઓ કરવા તે જરૂરી બાબત છે? આવા પ્રશ્નોનો ઉકેલ શોધવા વિદ્વાન ભેજાઓ પોતાની શક્તિઓને કેન્દ્રિત કરી સમાજને હિતકર એવું મંથન આદરી, અને કેવળ વર્તમાન સમાજની ઉન્નતિના માર્ગોને પસંદ કરતા, વ્યવહારુ યોજના જનતા સમક્ષ ધરવાનું કામ જો કરે, તો નિષ્કર્ષરૂપ તારવણી તેમાંથી એના જિજ્ઞાસુઓને મળી શકે.

શિક્ષણના વિષયમાં ચારે દિશાથી ચાર જાતના પ્રયાસો જે આદરવામાં આવે, તો હરકત પણ નથી પરન્તુ જ્યારે એમ દેખાય કે આ પ્રયાસોમાં ની રફતાર અધુરાની નથી, તો તેના માટે આગ્રહ રાખવામાં આવે તો એ દુરાગ્રહ અથવા કદાગ્રહના રૂપમાં બદલાઈ જાય છે જ્યારે એમ જણાય કે અમુક બીજા પ્રયાસથી વધારે લાભ દેખાય છે ત્યારે સૌની સાચી ધગશવાળા કાર્યકરો પોતાના મમત્વને છોડી ઉન્નતિના સાચા પંથને અપનાવવા તૈયાર થાય, તેને જ આપણે સાચા સમયસૂચકતાના અને વ્યવહારના જાણુ કહી શકીએ એમ ચાર દિશાના પ્રયાસોનો અખતરો બે પાંચ વર્ષ જોઈ લેવાથી જ્યારે એક ઉતમ માર્ગ સમજાય ત્યારે તે જ એક અપનાવી તેને વેગ આપવામાં સદ્ભાવ થવાય ત્યારે તે સંગઠનને સંપ સંગઠન, એકતા અથવા એકીકરણના પંથે જવાતુ પગરણ મંડાયુ એમ કહી શકાય એકમ થવાથી અને તેમાં વળી સમાજની સઘળી શિક્ષણ સંસ્થાઓના એક જ માર્ગે ચાલવાથી સમાજનો ઉત્કર્ષ ઝડપભેર સાધી શકાય છે

આજે અત્યારના સંયોગોમાં પણ ભારતના શહેરો અને ગામડાંઓમાં બધું મળીને જો ગણતરી કરવામાં આવે તો ત્યાં ચાલતી ધાર્મિક પાઠશાળાઓની સંખ્યા લગભગ એક કે બેહજાર જેટલી થવા જાય તે સિવાય બોર્ડિંગો જેવી સંસ્થાઓ પણ લગભગ બસો ઉપર થવા જાય આ બધી જ સંસ્થાઓ અને પાઠશાળાઓ જો વિદ્યાપીઠના ધોરણે એક જ શૈલિથી અભ્યાસક્રમને યોજે અને અપનાવે તો સમાજનું શ્રેય બહુ જ ઝડપથી થાય, એમ અમે માનીએ છીએ તેવી રીતના સંખ્યાબંધ અભિપ્રાયો આવ્યા છે ને આવતા જાય છે બધા દેશના બધા દર્દીઓને એક જ સરખી કામ આવે તેવી એક પેટન્ટ દવાને તૈયાર કરતી વખતે જેમ સામાન્યોપયોગી બનાવવાના ઘણી કાળજી કુશળતા અને દરેક વાતાવરણોનો ખ્યાલ ખૂબ રાખવામાં આવે છે તેમ પૂનાની શ્રી જૈન તત્ત્વજ્ઞાન વિદ્યાપીઠનો ઘણોએ કાર્યક્રમ પણ પેટન્ટ દવાની જેમ તૈયાર થયેલો છે તેમાં વળી જખમર ભેજાઓની સલાહોનો

સમગ્ર થયેલો છે, ઘણા ઊંચા મગજોના અનુભવોનો રસથાળ પીરસાયો છે, ઘણાઓના ઉચ્ચ કક્ષાના અભિપ્રાયોનું અમલી-કરણ થયું છે. વર્ષો અને યુગોના વાતાવરણને અનુલક્ષીને વર્તમાનની અને ભાવિ પ્રજાને તે કેમ ગુણકર થાય અને તેમના માટે પચાવવાનું શું સહેતુ બને, તેનો ઊંડે, લાંબો અને ઘણો વિચાર કર્યા પછી અનેકોની કિંમતી સલાહો સાંભળી, વહોળા જૈન સમાજને ઉપયોગી અને સૌની નજરે ચડે તેવું યોજનાપૂર્વકનું એક આદર્શ શિક્ષણકેન્દ્ર સમાજની સેવામાં વિદ્યાપીઠરૂપે ધરવામાં આવ્યું છે.

સૌને યાય આપી, મૌલિક સિદ્ધાંતોને લક્ષ્યમાં મુખ્ય રાખી આ શિક્ષણક્રમનું ઘડતર કરવામાં આવ્યું છે. એક વસ્તુ પર ખાસ મહત્ત્વ આપવામાં આવ્યું છે કે જૈન દર્શનનું રહસ્ય જ બહાર બતાવવાની આપણી વિદ્યાપીઠને માથે મહાન ફરજ છે, એટલે બીજા ધર્મો દર્શનો કે વાદોનું મિશ્રણ પણ આ ઘડતરમાં થવા દીધું નથી અને તે મિશ્રણ ન જ થવું જોઈએ, એ યાય છે. આ શૈક્ષણિક યોજનાને સાર્વત્રિક અને હાર્દિક આશિર્વાદો પૂજ્ય આચાર્ય મહારાજાદિ તરફથી પૂજ્ય સાધ્વીજી મહારાજો તરફથી તથા બીજા વિદ્વાનો તરફથી મળ્યા છે. એટલે સમજો કે ચતુર્વિધ શ્રી સંઘ તરફથી પૂરો સહકાર મળ્યો છે, તે ઘણો જ ખૂશીનો વિષય છે. જો કે કેટલાક શિક્ષકોને વિદ્યાપીઠનું આ ઊંચી કક્ષાનું શિક્ષણધોરણ ઓછું પસંદ છે. પરંતુ એ ધોરણ તેઓ જ્યારે ભણાવે છે અને અનુભવથી વિચારે છે ત્યારે તેઓને સમજાય છે કે જે વ્યવસ્થિત વિભાગો વિદ્યાપીઠે તૈયાર કર્યા છે તેનું ઘડતર બરાબર જ છે અને સામાન્ય સમાજને સત્પથે દોરવા આવું તો હોવું જ જોઈએ.

હવે જે જે ગામો કે શહેરોમાં પાઠશાળાઓ ચાલતી જ નથી અથવા બંધ પડી ગઈ છે, તેવા ગામો માટે તો ભગીરથ પ્રયાસ વિદ્યાપીઠને હજી આગળ ઉપર કરવાનો છે. તે કામ જેટલું વિશાળ છે એટલું બલ્કે તેથી પણ અધિક "જૈન દર્શનના અહિંસક સિદ્ધાંતો કેવા પ્રકારના ઊંચા છે?" તેની જિજ્ઞાસાવાળા અજૈનવર્ગના વિશાળ સમુદાયને

મુદ્રક – શાહ ગુલાબચંદ લલ્લુભાઈ, શ્રી મહોદય પ્રિં. પ્રેસ દાણાપીઠ–ભાવનગર

શ્રી શંખેશ્વર પાર્શ્વનાથાય નમઃ

# શ્રી જૈન પ્રશ્નોત્તરવાટિકા



## ભાગ ૧

### ક્યારો ૧

### મહામંત્ર નવકાર.

પ્રશ્ન ૧—નવકાર એટલે શું ?

ઉત્તર—નવકાર એટલે નવ કડીઓ. નમસ્કારનો અપભ્રંશ શબ્દ નવકારના નામથી ઓળખાય છે

પ્રશ્ન ૨—નવકાર શા માટે મહામંત્ર કહેવાય છે ?

ઉત્તર—જૈન સિદ્ધાંતમાંના અનેક મંત્રો પૈકી આ મંત્ર દોહનરૂપ છે ચૌદ પૂર્વનો તે સાર છે શુદ્ધ ભાવથી નવકાર મંત્રનું સ્મરણ કરનાર આ ભવસમુદ્રને સહેજે તરી જાય છે તેથી તેને મહામંત્ર કહેવાય છે

પ્રશ્ન ૩—નવકાર મંત્રમાં કોનું વર્ણન કરેલ છે ?

ઉત્તર—નવકાર મંત્રમાં અતિ પવિત્ર પાંચ પરમેષ્ઠિઓને વંદન કરાએલ છે

પ્રશ્ન ૪—પંચ પરમેષ્ઠિ એટલે શું ? તેના નામ કહો ?

ઉત્તર—પરમેષ્ઠિ એટલે ઊંચામાં ઊંચા સ્થાનને પામેલા મહાન આત્માઓ તે પાંચ આ પ્રમાણે છે અરિહંત સિદ્ધ, આચાર્ય ઉપાધ્યાય અને સાધુ

પ્રશ્ન ૫—અરિહત પ્રભુ એટલે શુ ?

ઉત્તર—રાગ દ્વેષનો નાશ કરી કેવળજ્ઞાન મેળવ્યુ હોય તેવા તીર્થંકર ભગવાન સમોસરણમા બેસી દેશના દે તે અરિહત કહેવાય અરિ એટલે કર્મશત્રુ, તેને હણનાર અરિહત ભગવાન કહેવાય

પ્રશ્ન ૬—સિદ્ધ એટલે શુ ?

ઉત્તર—આઠ કર્મોનો નાશ કરી મુક્તિપદને પામેલા પરમ નિર્મળ આત્માઓ તેમને ફરી જન્મવાનુ હવે રહ્યુ નથી કારણ કે તેઓ પોતાના સહજ સ્વરૂપમા આ પ્રમાણે આવે છે જ્ઞાનાવરણીયના સર્વથા ક્ષયથી અનત જ્ઞાન પ્રગટ થયુ છે દર્શનાવરણીયના ક્ષયથી અનત દર્શન થએલ છે, દર્શનમોહનીય તથા ચારિત્રમોહનીય કર્મના ક્ષયથી ક્ષાયિક સમ્યક્ત્વ તથા યથાખ્યાત ચારિત્ર એમ બે ગુણ પ્રાપ્ત થાય છે અને ચોથુ ઘાતીકર્મ જે અતરાય નામનુ છે તેના ક્ષયથી અનત વીર્યનો ગુણ પ્રગટ થાય છે હવે ચાર અઘાતીમાથી વેદનીયના ક્ષયથી અવ્યાબાધ આત્માનુ સ્વાભાવિક સુખ આયુના ક્ષયથી સાદિ અનતરૂપ અક્ષય સ્થિતિ, નામકર્મના ક્ષયથી વર્ણાદિના અભાવના કારણે અરૂપીપણુ અથવા અશરીરીપણુ અને ગોત્રકર્મના ક્ષયથી અગુરુલઘુ નામનો ગુણ પ્રગટ થાય છે, તેનાથી ભારે હલકા કે ઉચ્ચ નીચપણાનો વ્યવહાર મટી જાય છ

પ્રશ્ન ૭—આચાર્ય મહારાજ એટલે શુ ?

ઉત્તર—જૈન ધર્મના પાચ મોટા આચારોને પાળનાર ને ગચ્છના નાયક

પ્રશ્ન ૮—ઉપાધ્યાય મહારાજ એટલે શુ ?

ઉત્તર—જૈન શાસ્ત્રના અગ્યાર અગ ને બાર ઉપાગાદિ ભણી બીજાને ભણાવે તે ઉપાધ્યાય કહેવાય

પ્રશ્ન ૯—સાધુ કોને કહેવાય ?

ઉત્તર—જૈન ધર્મની પાચ મહાપ્રતિજ્ઞાઓવાળી દીક્ષા ધારણ કરી મોક્ષ મેળવવાની સાધના કરનાર લોચ વિહારાદિના કષ્ટો સહનાર

પ્રશ્ન ૧૦—જ્ઞાનનાં પ્રકારો જણાવો તેમા અત્યાર અંગ વધારે કે કેવળજ્ઞાન ?

ઉત્તર—૧ મતિજ્ઞાન, ૨ શ્રુતજ્ઞાન ૩ અવધિજ્ઞાન, ૪ મનપર્યવજ્ઞાન ૫ કેવળજ્ઞાન એ પાચ જ્ઞાન છે સૂર્ય આગળ તારા જેમ ઝાખા પડે તેમ કેવળજ્ઞાન આગળ અત્યાર અગનુ જ્ઞાન ગણાય

પ્રશ્ન ૧૧—કર્મોના નામ આપો

ઉત્તર—૧ જ્ઞાનાવરણીયકર્મ ૨ દર્શનાવરણીયકર્મ ૩ વેદનીયકર્મ, ૪ મોહનીયકર્મ ૫ આયુકર્મ ૬ નામકર્મ ૭ ગોત્રકર્મ, ૮ અંતરાયકર્મ તેમા ૧-૨-૪-૮ એ ચાર આત્માના ગુણોનો ઘાત કરતા હોવાથી ઘાતી કહેવાય છે, બાકીના ચાર અઘાતી છે

પ્રશ્ન ૧૨—પાચ આચારના નામ આપો ? તથા આચારોનુ સ્વરૂપ કહો

ઉત્તર—૧ જ્ઞાનાચાર ૨ દર્શનાચાર ૩ ચારિત્રાચાર ૪ તપાચાર ૫ વીર્યાચાર આ પાચ આચારોનુ પાલન કરવાથી આચાર્ય મહારાજો શાસનની વાસ્તવિક પ્રભાવના કરી શકે છે (૧) સમ્યગ્જ્ઞાનનો પ્રચાર કરે કરાવે જ્ઞાનની ને જ્ઞાનીની આશાતનાઓ વર્જવાનો ઉપદેશ આપે પ્રભુમાર્ગને પ્રરૂપે ઇત્યાદિ જ્ઞાનાચાર (૨) શ્રી સઘને નિઃશંક બનાવે શાસન પ્રભાવના કરે શ્રી સઘને ભાન માર્ગે ખીચે અનેક ભવિ આત્માઓને આલબનરૂપ બને શ્રી સઘમાના અનેક ગુણવત આત્માઓની વારંવાર પ્રશંસાદિ કરી ગુણ સુગંધીને ફેલાવે અસ્થિરતા હોય ત્યા સ્થિરીકરણ કરવા સર્વ શક્તિઓને ખરચે ધ્યેય પ્રત્યે વાત્સલ્ય ભક્તિ, ને બહુમાન વધારી આપખ્યાતિને છોડી સર્વ વ્યાપક સર્વાગી શ્રી જૈન શાસનની પ્રતિભા અને પ્રભાવનામા વૃદ્ધિ કરે શ્રી સઘને દેવદ્રવ્યના દોષમાથી બચાવે દેવ, ગુરુ જ્ઞાન અને સાધારણની નિશ્રાના દ્રવ્યોનો ઉદ્ધાર કરાવે, નેવ્યવસ્થા

બતાવે ઇત્યાદિ દર્શનાચાર (૩) અષ્ટ પ્રવચન માતારૂપ ચારિત્ર પાળે ને પળાવે તે ચારિત્રાચાર (૪) બાહ્યતપ ને અભ્યતરતપ પાળે ને પળાવે ઉપવાસ આયંબિલ એ અણસણ તપ પાંચ સાત કોળીઆ ઓછા ખાવા રૂપ **ઉણોદરી** તપ સર્વ વસ્તુનો સક્ષેપ કરવા રુપ **વૃત્તિસક્ષેપ** તપ વિગઈઓ ત્યાગના રૂપ **રસ, ત્યાગ** તપ કાયકષ્ટ તપ ને અગોપાગને સકોચવાનુ **સલીનતા** તપ એ છ તપ કરે કરાવે તથા ૬ અભ્યતર તપ-ચએના દોષોની આલોચનાથી શુદ્ધિ કરે, એ **પ્રાયશ્ચિત્ત** તપ દેવ ગુરુ સઘ સાધર્મિક પ્રત્યે ભક્તિ તે **વિનય** તપ બાલ વૃદ્ધ, તપસ્વી વિગેરેનુ **વૈયાવચ્ચ** તપ ભણુ ગણુ તે **સ્વાધ્યાય** તપ આર્ત ને રૌદ્રધ્યાન છોડી ધર્મશુક્લધ્યાન ધરવુ તે **ધ્યાન** તપ તથા કાઉસગ્ગ તપ એ બાર તપ કરે ને શ્રી સઘમા કરાવે તે તપાચાર (૫) દાન, શીલ તપ, ભાવ વિગેરે જ્ઞાન ધ્યાન તથા ક્રિયાદિમા છતી શક્તિ ગોપવે નહી, તે વીર્યાચાર

**પ્રશ્ન ૧૩—નવકાર મત્રમા વિશેષ શુ છે ?**

**ઉત્તર**—પાચે પરમેષ્ટિ ત્યાગી છે અરિહતે પણ દીક્ષા લીધેલ છે આચાર્ય, ઉપાધ્યાય ને સાધુ મહારાજોએ પણ દીક્ષા લીધેલી છે અને આપણા શ્રી શત્રુજય મહાતીર્થ માટે સાભળીએ છીએ કે પાડવો આસો સુદિ પૂર્ણિમાએ વીશ ક્રોડ મુનિ સાથે મોક્ષે ગયા, ચૈત્રી પુનમે શ્રી પુડરીકસ્વામીજી પાંચ ક્રોડ મુનિ સાથે મોક્ષે ગયા એમ બધે દીક્ષા લીધેલા પુણ્યવાનો મોક્ષે ગયાનુ કહેવાય છે પણ મોક્ષે ગયા નારકી કે દેવ મોક્ષ ગયા કે શ્રાવકો મોક્ષે ગયા તેમ કહેવાતુ નથી એટલે પાવન કરનાર ને પવિત્ર બનાવનાર દીક્ષા જ છે તેમ આ પચ પરમેષ્ટિ પદના સ્વરુપથી પણ સિદ્ધ કરી શકાય છે બીજુ એ કે—જે ભાગ્યશાળીઓ સિદ્ધ થયા તે મનુષ્યમાથી જ થયા અરિહત, આચાર્ય, ઉપાધ્યાય ને સાધુ મહારાજ મનુષ્ય જ હોય છે એટલે મનુષ્ય ગતિ ચારે ગતિમા

ઉત્તમ છે તે કારણથી માનવ ગતિ કરતા દેવગતિ ઊંચી કહેવાય નહીં માનવ દેહથી જ મોક્ષની સાધના થઇ શકે છે સમકિતી દેવો પણ ઇચ્છે છે કે દીક્ષા લેવા માટે મનુષ્ય થઇશુ અને ત્યાંથી મોક્ષે જઇશુ

પ્રશ્ન ૧૪—લોએ શબ્દનો અર્થ શુ ?

ઉત્તર—અઢી દ્વીપરૂપી લોકમાં રહેતા સાધુ સાધ્વીજી મહારાજોનો સમાવેશ લોએ શબ્દથી થાય છે તેથી લોકમા રહેલા આચાર્ય મહારાજો અને ઉપાધ્યાય મહારાજોને પણ ગ્રહણ કરી શકાય છે

પ્રશ્ન ૧૫—અરિહંત વિગેરેમા નામ કેમ નથી ? પોતાનુ નામ મુકવાનુ અરિહંતોને શુ ગમ્યુ નહીં ?

ઉત્તર—આ પાંચે પરમેષ્ઠિના નામ નથી આપ્યા તેનુ કારણ એ છે કે—જૈન દર્શનમાં વ્યક્તિરાગનો ને દૃષ્ટિરાગનો ઘણો જ વિરોધ ઉઠાવવામાં આવ્યો છે અને ગુણમોહ કેળવવાનો ઉપદેશ અપાયો છે જો નામ અપાય તો તે એકજ આત્માના પુણ્યનો સંક્રમ તે માળાના મણકામા થાય, પણ નામ કોઇમા નથી એટલે ભૂતકાળમા થએલા તથા ભવિષ્યમા થનારા અનંતા તીર્થંકરો, આચાર્યો ઉપાધ્યાયો, મુનિરાજો વિગેરેના પણ અનંત પુણ્યનુ સંક્રમણ તે મંત્રાક્ષરોમા થઇ શકે છે તે જ કારણથી તેમાંના એક અક્ષરના મંત્રજાપથી પણ સાત સાત સાગરોપમોના પાપોનો નાશ તે જ ક્ષણે થઇ શકે છે વળી કેવળજ્ઞાન પણ સૌનુ સરખુ છે અનંતા કાળ પહેલાનુ કેવળજ્ઞાન ને આજનુ, બેઉ સમાન છે માટે બધાયની દેશના સરખી જ હોય આમ શાશ્વત શાસન વ્યવસ્થિત હોવાથી અજેય છે તથા ૫૦૦ ધનુષ્યની કાયાવાળા શ્રી આદિનાથ પ્રભુના ને ૯ હાથની કાયાવાળા શ્રી પાર્શ્વનાથ પ્રભુના કેવળજ્ઞાનમા સમુદ્ર કોઇ ઠેકાણે ઓછો વધારે ઊંડો સમર્જે પણ સપાટી જેમ સરખી હોય તેમ અહીં મતિશ્રુતજ્ઞાનની

તરતમતા હોવા છતા ઊચી દ્દષ્ટના-જ્ઞાનમા કોઇ પણ જાતનો ભેદ પડતો નથી આપણને તો અન્ય લિંગે સિદ્ધ થએલા પણ પૂજ્ય જ છે તેથી જ શ્રી સઘમા રહેલા ગુણુઞ તોની પ્રશસા જો નહીં કરીએ, તો અતિચારને પાત્ર ગણાઇએ છીએ ગુણુવાન શાસન જ અનતકાળ સુધી એકધારૂ રહી શકે તેમા નવાઈ જ શી હોય? કોઇ એમ માને કે અમારાથી જ અમુક કાર્ય થઇ શકે છે કે જેને નામની ભૂખ હોય તેમને આ નવકાર મત્ર ઘણો બોધ આપે છે ને તેથી અભિમાન ગળી જાય છે

પ્રશ્ન ૧૬—આ નમસ્કાર મત્રનુ બીજુ કોઇ નામ છે?

ઉત્તર—બીજુ નામ પચમગલ મહાશ્રુતસ્કધ પણ છે

પ્રશ્ન ૧૭—આ નવકારને શ્રી સિદ્ધચક્ર સાથે શો સબધ છે?

ઉત્તર—પાચ પરમેષ્ટિમાં, બે દેવ છે ને છે ના ત્રણ ગુરુપદે શોભનારા છે આમ દેવ ને ગુરુ બે આવવાથી ધર્મ પણ આવી જાય દર્શન, જ્ઞાન, ચારિત્ર ને તપ એમ ધર્મના ચાર પ આવવાથી આ નવપદ શ્રી સિદ્ધચક્રનુ જ મહત્ત્વ બતાવે છે દેવ અને ગુરુ એ દર્શન જ્ઞાન ચારિત્ર ને તપના નિધાન રુપ જ છે એટલે સિદ્ધચક્ર નવપદમય જ છે આસો ને ચૈત્ર શાશ્વની ઓળીરોમા આ નવપદ નુ જ આરાધન થાય છે

પ્રશ્ન ૧૮—નવકારને મગળ કેમ કહેવાય છે?

ઉત્તર—આ મહામત્રના બે પ્રકારના ફળ તેમા બતાવ્યા છે તેથી થતુ મગળ ભવિષ્યને વિઘ્નરહિત બનાવે છે અને ભૂતકાળમા બાધેલા કર્મોનો નાશ કરે છે આજના વૈજ્ઞાનિકોએ એટમ બોમ્બમા પ્રાણુનાશક શક્તિ બતાવી છે તેમ વીતરાગ પ્રભુજીએ આ મત્રાક્ષરોમાં અનત પાપોનો નાશ કરવાની શક્તિ કહી છે, માટે જ નવ લાખ નવકારનો જાપ નરક ગતિના દુ ખોમાથી બચાવનાર

બને છે નવકારની ટીપ ગણવાથી પણ મહિનાઓના તપ જેટલા પ્રભાવનુ વર્ણન કરાય છે તેનુ આ જ કારણ સભવે છે

પ્રશ્ન ૧૯—પચ પરમેષ્ઠિની આશાતના વજવા ઉપર શા માટે બહુ ભાર મૂકવામા આવે છે ?

ઉત્તર—જેમ ગરીબના છોકરાને થપ્પડ મારવા કરતા રાજપુત્રને થપ્પડ મારવામા વધારે જોખમ તથા ગુન્હો મનાય છે તેમ અતિ પવિત્ર એ ઉપકારીઓની નાની પણ આશાતના બહુ પાપ બધાવનાર બને છે

પ્રશ્ન ૨૦—સિદ્ધ ભગવાનથી અરિહત પહેલા પદે કેમ ?

ઉત્તર—આઠે કર્મોનો નાશ થયો તે સિદ્ધ કહેવાય કારણ કે દુ ખ વિનાનો અનત સુખને મેળવી લેવાથી તે સર્વથા શુદ્ધ થયા છે પણ અરિહતોના તો ચાર વેદનીય, આયુ નામ ને ગોત્રરૂપ અઘાતી કર્મો બાકી છે છતાં સમોસરણમાં બેસી દેશના દઈ શાસન સ્થાપે છે માટે તેને પ્રથમ ગણાવ્યા છે એક જીવ મોક્ષે જાય, એટલે એક જીવ નિગોદમાથી નીકળે તે સિદ્ધોનો પણ ઉપકાર ગણાય મહારાજા શ્રેણિક કરતાં શ્રી શાલિભદ્રજી ઘણા શ્રીમત હતા છતા મુકુટબદ્ધ રાજા તો શ્રેણિક જ કહેવાય

પ્રશ્ન ૨૧—નવકારવાળીમા ૧૦૮ મણકા કેમ રખાય છે ?

ઉત્તર—પાચ પરમેષ્ઠિના ક્રમવાર ૧૨-૮-૩૬-૨૫-૨૭ મળી ૧૦૮ ગુણ હોવાથી ૧૦૮ મણકા રાખવામા આવે છે એ ગુણવાનોનો ને તેના ગુણોનો જ જાપ છે ગુણ ને ગુણી બેની આરાધના છે

પ્રશ્ન ૨૨—નવકાર મત્ર ક્યારે ગણાય ?

ઉત્તર—સુતા ઉઠતા બેસતા જે સમરે અરિહત
દુ ખીઆના દુ ખ ભાગશે લહેશે સુખ અનત
નવકાર મત્ર તો ૧૪ પૂર્વનો સાર છે, ૧૪ પૂર્વધર મહા મુનિઓ પણ અશાતાના ઉદય વખતે ભણેલા પૂર્વોને ભૂલી જાય

ત્યારે છેવટે નવકાર મંત્ર તેમને શરણભૂત બને છે ભગવાન શ્રી પાર્શ્વનાથસ્વામીજીએ બળતા નાગને નવકાર મંત્ર સંભળાવ્યો, તે નવકાર મંત્ર કાનમાં પડવા માત્રથી તે ધરણેંદ્ર થયા આ મંત્રનો પ્રભાવ અજબ અને અનંત જ છે

---

## ક્યારો ૨'

## પચિંદિય સૂત્ર.

પ્રશ્ન ૧—પચિંદિય સૂત્ર શા માટે છે? તેમાં શું આવે છે?

ઉત્તર—સામાયિક લેતા સ્થાપનાજી સ્થાપવા તે નવકાર સાથે બોલાય છે આચાર્ય મહારાજના ૩૬ ગુણોનું તેમા વર્ણન આવેલુ છે

પ્રશ્ન ૨—આચાર્ય મહારાજના ૩૬ ગુણો ગણાવો

ઉત્તર—૫ ઇંદ્રિયોના વિકારોને રોકનાર ૯ શિયળવ્રતની વાડોને સાચવનાર ૪ કષાયોને જીતનાર ૫ મહાવ્રતને ધારણ કરનાર, ૫ મહાન આચારો પાલનાર, ૫ સમિતિ પાલનાર, ૩ ગુપ્તિ પાલનાર, કુલ ૩૬ આવા ૩૬ ગુણ જેમા હોય તે આચાર્યપદને દીપાવે છે આ ગુણોના કારણે તે આચાર્ય કહેવાય છે

પ્રશ્ન ૩—પાચ ઇંદ્રિયોના નામ કહો

ઉત્તર—૧ સ્પર્શેન્દ્રિય અથવા ચામડી ૨ રસનેન્દ્રિય અથવા જીભ, ૩ ઘ્રાણેન્દ્રિય અથવા નાક ૪ નેત્રેન્દ્રિય અથવા આખ ૫ શ્રોત્રેન્દ્રિય અથવા કાન આ ક્રમથી જ એકેન્દ્રિયથી ગણવુ

પ્રશ્ન ૪—પાંચ ઇંદ્રિયોના વિષયો કેટલા અને કયા કયા છે?

ઉત્તર—૧ હળવો ભારે, લુખો, ચોપડયો ઠંડો, ગરમ, સુંવાળુ ખરબચડુ એ ૮ વિષયો ચામડીના છે

૨ તીખુ કડવુ તુરૂ, ખાટુ મીઠુ એ ૫ વિષયો જીભના છે
૩ સુગધ અને દુર્ગધ એ ૨ વિષયો નાકના છે
૪ કાળો નીલો લાલ પીળો, ધોળો એ ૫ વિષયો આખના છે
૫ સચિત્ત શબ્દ અચિત્ત શબ્દ ને મિશ્રશબ્દ એ ૩ વિષયો કાનના છે કુલ ૨૩ વિષયો છે

પ્રશ્ન ૫—ઇન્દ્રિય એટલે શુ ?

ઉત્તર—જેનાથી આત્માને કઇ પણ જ્ઞાન થાય તે ઇંદ્રિય કહેવાય ગરમ તપેલીને માણસીથી જેમ લેવાય છે તેમ આત્મા ઇંદ્રિયદ્વારા વિષયને ગ્રહણ કરે છે

પ્રશ્ન ૬—પાચ ઇંદ્રિયોનુ કામ વ્યવહારિક ભાષામા સમજાવો

ઉત્તર—૧ ચામડી પારખવાનુ કામ કરે છે ૨ જીભ સ્વાદ ચાખવાનુ કામ કરે છે ૩ નાક ગધ ઓળખવાનુ કામ કરે છે ૪ આખ જોવાનુ કામ કરે છે ૫ કાન સાભળવાનુ કામ કરે છે

પ્રશ્ન ૭—શિયળવ્રતની નવ વાડો સમજાવો

ઉત્તર—૧ સ્ત્રી, પશુ અને નપુસકનો વાસ ન હોય ત્યા રહે ૨ કોઇ સ્ત્રીની વાત ન કરે અથવા સ્ત્રી સાથે પ્રેમથી વાર્તા ન કરે, ૩ સ્ત્રી બેઠી હોય તે આસને બે ઘડી પુરૂષ સાધુ ન બેસે પુરૂષ બેઠો હોય તે આસને ત્રણ પહોર સ્ત્રી સાધ્વી ન બેસે ૪ સ્ત્રીના અગોપાગ ન જુએ ૫ સ્ત્રી પુરૂષની પ્રેમવાર્તા ભીંતની ઓઠે પણ ન સાભળે ૬ સસારના પૂર્વક્રીડાનાં સુખ યાદ ન કરે ૭ વિકાર ઉત્પન્ન કરનાર સ્નિગ્ધ આહાર ન લે ૮ લૂખો નિરસ પણ આહાર અધિક ન લે ૯ શરીરને શણગારથી શોભાવે નહીં

પ્રશ્ન ૮—ચાર કષાયોના નામ આપો

ઉત્તર—ક્રોધ માન, માયા અને લોભ, આ તીવ્ર ચારે કષાયો આચાર્ય

ભગવતમા હોવા જોઇએ નહી આ અતર શત્રુઓને જીતવાનુ કામ બહુ દુષ્કર છે માટે તે પાળનારા ઊંચા કહેવાય છે

પ્રશ્ન ૯—પાચ મહાવ્રતો સમજાવો

ઉત્તર—૧ પ્રાણાતિપાતવિરમણ-જીવહિસા ન કરવી તે ૨ મૃષાવાદ વિરમણ-જૂઠુ ન બોલવુ તે ૩ અદત્તાદાનવિરમણ-ચોરી ન કરવી તે ૪ મૈથુનવિરમણ-બ્રહ્મચર્ય પાળવુ તે ૫ પરિગ્રહવિરમણ-ધન ધાન્યાદિનો સગ્રહ ન કરવો તે સૂક્ષ્મ જીવદયાનુ પાલન, અને કચનકામિનીનો ત્યાગ આથી આવે છે તે આજની દુનિયા માટે બહુ જ મુશ્કેલ છે કારણ કે દુનિયા તો સ્ત્રી અને ગાડી છે દુનિયા અર્થ કામની પૂજારી છે માટે તેનો ત્યાગ સહમી પાછળ અત્યત મહત્ત્વનો છે

પ્રશ્ન ૧૦—પાચ સમિતિના નામ તથા સમજણ આપો

ઉત્તર—૧ ઈર્યાસમિતિ-હાલતા ચાલતા રસ્તામા જોઇને ચાલવુ

૨ ભાષાસમિતિ-બોલવામા સયમ રાખી યોગ્ય ને જરૂરી બોલવુ

૩ એષણાસમિતિ-આહાર, પાણી કે જરૂરી ચીજો દોષરહિત મેળવવી ગોચરી પાણીમા દોષ ન લાગે તેવી કાળજી રાખે તે

૪ આદાનભડમત્તનિક્ખેવણા સમિતિ-પાત્ર પ્રમુખ ઉપયોગી ચીજો લેવા મૂકવામા પ્રમાજના કરવી, (સારસભાળ રાખવી)

૫ પારિષ્ઠાપનિકા સમિતિ-ઠલ્લો માત્રુ (ઝાડો પેશાબ) વગેરે નકામી ચીજો ફેકવામા જીવયતના પાળવી

પ્રશ્ન ૧૧—ત્રણ ગુપ્તિના નામ તથા સમજણ આપો

ઉત્તર—૧ મનગુપ્તિ-મનના વિચારો પર કાબૂ રાખી શુભધ્યાનમા રહેવુ.

૨ વચનગુપ્તિ-બોલવા પર કાબૂ રાખી અયોગ્ય વચનોથી અટકવુ

* કાયગુપ્તિ-કાર્ય પ્રસંગે શરીરનુ હલનચલન કરતા પ્રમાર્જનાપૂર્વક ઊઠવુ, બેસવુ જવુ, આવવુ તે

પ્રશ્ન ૧૨—આ સૂત્રનુ બીજુ નામ શુ છે?

ઉત્તર—તેને સ્થાપના સૂત્ર પણ કહેવાય છે

પ્રશ્ન ૧૩—આ સૂત્રનુ નામ પચિંદિય કેમ પડ્યુ?

ઉત્તર—સૂત્ર શરૂ થતા પચિંદિય શબ્દ પહેલા આવે છે માટે

પ્રશ્ન ૧૪—આ ૩૬ ગુણો શુ સામાન્ય માણસ માટે અસાધ્ય છે?

ઉત્તર—દુનિયાના માનવીઓ રાગદ્વેષના સમારમા રહીને પાચે ય ઇંદ્રિયોને તેના વિષયો તરફ વહેતી મૂકવામા હુશિયારી માને છે ત્યારે વીતરાગ જિનેશ્વરો તેમના શાસનમા રહેવા આચાર્યોને એવા આચારો પાળવાનુ શિખવાડે છે કે ઇંદ્રિયોની ગુલામી સ્વીકારશો નહીં પણ તેને તમારા કાબૂમા રાખો! ગુસ્સો અહંકાર કપટ, તથા તૃષ્ણારૂપી મહાપાપોથી દુનિયા મલીન બને છે તે ચારનાં વહેણને રોકી સ્વાશ્રયી બનો! તે અંતરશત્રુઓ પર વિજય મેળવો! દુનિયા હિંસા કે જૂઠ વિના ડગલુ પણ ભરી શકતી નથી માટે તમે અહિંસાનો ઝંડો ફરકાવવા પ્રયત્ન કરજો તથા સત્યનિષ્ઠ બનજો! સંયમની વિશુદ્ધતાથી દુનિયાને દેખાડજો કે આત્માની પવિત્રતા અને નિર્મળતા આવી રીતે પાળી માનવતાને ખીલવી શકાય છે એ રીતે છેવટે નિર્મળ સ્ફટિકની જેમ આત્મા સ્વસ્વરૂપમાં પ્રગટ થઇ શકે છે

પ્રશ્ન ૧૫—ભાષાસમિતિ અને વચનગુપ્તિમા શો ફેર છે?

ઉત્તર—જે બોલાય તેમા સામાને દુઃખ ન થાય તેવુ બોલવુ તે ભાષાની સમિતિ કહેવાય છે અને વચનગુપ્તિથી કારણ વિના નિર્દોષ શબ્દો બોલવા ઉપર પણ સંયમ કાબૂ અને પ્રતિબંધ રખાય છે

ભગવતમા હોવા જોઇએ નહી આ અ તર શત્રુઓને જીતવાનુ કામ બહુ દુષ્કર છે, માટે તે પાળનારા શૌચા કહેવાય છે

પ્રશ્ન ૯—પાચ મહાવ્રતો સમજાવો

ઉત્તર—૧ પ્રાણાતિપાતવિરમણ-જીવહિ સા ન કરવી તે ૨ મૃષાવા૰ વિરમણ-જૂઠુ ન બોલવુ તે ૩ અદત્તાદાનવિરમણ-ચોરી ન કરવી તે ૪ મૈથુનવિરમણ-બ્રહ્મચર્ય પાળવુ તે ૫ પરિગ્રહવિરમણ-ધન ધાન્યાદિનો સગ્રહ ન કરવો તે સૂક્ષ્મ જીવરક્ષાનુ પાલન, અને કચનકામિનીનો ત્યાગ આથી આવે છે તે આજની દુનિયા માટે બહુ જ મુશ્કેલ છે કારણ કે દુનિયા તો સ્ત્રી અને ગાડી છે દુનિયા અથ કામની પૂજારી છે માટે તેનો ત્યાગ લક્ષ્મી પાછળ અત્યત મહત્ત્વનો છે

પ્રશ્ન ૧૦—પાચ સમિતિના નામ તથા સમજણ આપો

ઉત્તર—૧ ઈર્યાસમિતિ-હાલતા ચાલતા રસ્તામા જોઇને ચાલવુ
૨ ભાષાસમિતિ-બોલવામા સ યમ રાખી યોગ્ય ને જરૂરી બોલવુ
૩ એષણાસમિતિ-આહાર પાણી કે જરૂરી ચીજો દોષરહિત મેળવવી ગોચરી પાણીમા દોષ ન લાગે તેવી કાળજી રાખે તે
૪ આદાનભ ડમત્તનિક્ખેવણા સમિતિ-પાત્ર પ્રમુખ ઉપયોગી ચીજો લેવા મૂકવામા પ્રમાર્જના કરવી, (સારસભાળ રાખવી)
૫ પારિષ્ઠાપનિકા સમિતિ-ઠ લો માત્રુ (ઝાડો પેશાબ) વગેરે નકામી ચીજો ફેકવામા જીવયતના પાળવી

પ્રશ્ન ૧૧—ત્રણ ગુપ્તિના નામ તથા સમજણ આપો

ઉત્તર—૧ મનગુપ્તિ-મનના વિચારો પર કાબૂ રાખી શુભધ્યાનમા રહેવુ
૨ વચનગુપ્તિ-બોલવા પર કાબૂ રાખી અયોગ્ય વચનોથી અટકવુ

૩ કાયગુપ્તિ-કાર્ય પ્રસંગે શરીરનુ હલનચલન કરતા પ્રમાજનાપૂર્વક બેઠવુ, બેસવુ, જવુ, આવવુ તે

પ્રશ્ન ૧૨—આ સૂત્રનુ બીજુ નામ શુ છે?

ઉત્તર—તેને સ્થાપના સૂત્ર પણ કહેવાય છે

પ્રશ્ન ૧૩—આ સૂત્રનુ નામ પચિંદિય કેમ પડયુ?

ઉત્તર—સૂત્ર શરૂ થતા પચિંદિય શબ્દ પહેલો આવે છે માટે

પ્રશ્ન ૧૪—આ ૩૬ ગુણો શુ સામાન્ય માણસ માટે અસાધ્ય છે?

ઉત્તર—દુનિયાના માનવીઓ રાગદ્વેષના સંસારમા રહીને પાચે પ ઇંદ્રિયો તેના વિષયો તરફ વહેતી મૂકવામા હુશિયારી માને છે ત્યારે વીતરાગ જિનેશ્વરો તેમના શાસનમા રહેતા આચાર્યોને એવા આચારો પાળવાનુ શિખવાડે છે કે ઇંદ્રિયોની ગુલામી સ્વીકારશો નહીં પણ તેને તમારા કાબૂમા રાખો! ગુસ્સો અહંકાર કપટ, તથા તૃષ્ણારૂપી મહાપાપોથી દુનિયા મલીન બને છે તે ચારનાં વહેણને રોકી સ્વાશ્રયી બનો! તે અંતરશત્રુઓ પર વિજય મેળવો! દુનિયા હિંસા કે જૂઠ વિના ડગલુ પણ ભરી શકતી નથી, માટે તમે અહિંસાનો ઝંડો ફરકાવવા પ્રયત્ન કરજો તથા સત્યનિષ્ઠ બનજો! સંયમની વિશુદ્ધતાથી દુનિયાને દેખાડજો કે આત્માની પવિત્રતા અને નિર્મળતા આવી રીતે પાળી માનવતાને ખીલવી શકાય છે એ રીતે છેવટે નિર્મળ સ્ફટિકની જેમ આત્મા સ્વસ્વરૂપમાં પ્રગટ થઇ શકે છે

પ્રશ્ન ૧૫—ભાષાસમિતિ અને વચનગુપ્તિમાં શો ફેર છે?

ઉત્તર—જે બોલાય તેમા સામાને દુઃખ ન થાય તેવુ બોલવુ તે ભાષાની સમિતિ કહેવાય છે અને વચનગુપ્તિથી કારણ વિના નિર્દોષ રાગે બોલવા ઉપર પણ સંયમ કાબૂ અને પ્રતિબંધ રખાય છે

પ્રશ્ન ૧૯—સ્થાપના સ્થાપતી વખતે હાથ ઉધો કેમ રખાતો હશે?

ઉત્તર—કોઈ વસ્તુનું આરોપણ કરતા કે કોઇ વસ્તુ કોઇને આપતા આ રીતે હાથ રખાય છે, તેમ અહીં ગુણોની સ્થાપના તથા ગુણોનું આરોપણ કરવાનું છે કે આવા ગુણો હોય, તેને હુ ગુરુ માનીશ. તેવા પવિત્ર ગુરુની સાક્ષીમાં આ ક્રિયા કરું છું

---

## કયારો ૩:

## સામાયિકના સૂત્રો

પ્રશ્ન ૧—ખમાસમણ સૂત્રનું બીજું નામ શું છે? તેનો ઉપયોગ જણાવો

ઉત્તર—ખમાસમણ સૂત્રને પ્રણિપાત સૂત્ર કહે છે આ સૂત્રથી દેવગુરુને પ્રણામ કરાય છે દોષથી ભરેલા એવા પોતાને આવા ગુણનું ધામ મળવાથી હૃદય ઝૂકી જાય છે, તેથી શરીરનું ઉત્તમ અંગ મસ્તક નમી પડે છે ગુણીને નમી પડવાથી પોતાની ઓછાપ અને વડીની અધિક ગુણ સંપન્નતા ઉભરાઈ જાય છે અને આવા ગુણો મારામાં ક્યારે પેદા થાય તેવી ઝંખના થાય છે

પ્રશ્ન ૨—પ્રણામ કેવી રીતે થઇ શકે? તેનું નામ શું?

ઉત્તર—બે હાથ જોડી બે ઢીંચણ જમીન પર લગાડી અને માથું નમાવી પ્રણામ કરાય, તેને પંચાંગ પ્રણિપાત કહેવાય છે આ નમસ્કાર પહેલા ઘરના કે સંસારના બીજા સર્વે પાપવ્યાપારોનો ત્યાગ નિસીહિ શબ્દથી કરવામાં આવે છે બીજા વ્યાપારોને અળગા કરાય તો જ પ્રણામમાં ભાવશુદ્ધિ આવી શકે એ કારણથી મંદિરે કે ઉપાશ્રયે દેવ કે ગુરુની પાસે જતા નિસીહિ કહેવાનો રિવાજ ને વિધિ છે

પ્રશ્ન ૩—' ઇચ્છકાર સૂત્ર ' શા ઉપયોગમા આવે છે ?

ઉત્તર—ગુરુને સુખશાતા પૂછવા આ સૂત્ર ઉચ્ચારાય છે અશાતાવેદનીયનો ઉદય થયો હોય અથવા સંયમની સાધના કરતાં કોઈ વિઘ્ન આવ્યા હોય તો તે શક્તિ અનુસાર દૂર કરવા આ પૂછાય છે, તથા સુપાત્ર દાનની તમન્નાથી ગોચરી પણ્ડી માટે વિનંતિ કરાય છે

પ્રશ્ન ૪—દેવસી અને રાઇ શબ્દ શુ સૂચવે છે ? તેનો કાળ કેટલો કહેવાય ?

ઉત્તર—દેવસિ એટલે દિવસસબંધી બપોરના ૧૨ વાગ્યાથી રાત્રિના ૧૨ વાગતા સુધી દિવસ સબધી પૃચ્છા થાય છે રાઇ એટલે રાત્રિ સબધી રાત્રિના ૧૨ વાગ્યાથી બપોરના ૧૨ વાગતા સુધી રાત્રિ સબધી પૂછાય છે દિવસમા બે વાર શાતાપૃચ્છાનો વિધિ છે

પ્રશ્ન ૫—' ઇરિયાવહીય સૂત્ર શા માટે રચાયુ છે ? તેનુ બીજુ નામ શુ છે ?

ઉત્તર—જતા આવતા જમીન ઉપર જીવોના જાણતા અજાણતા થએલ અપરાધોની ક્ષમા માગવા માટે આ સૂત્ર સામાયિકમા બોલાય છે તેને પ્રાયશ્ચિત્ત સૂત્ર પણ કહેવાય છે બાળમુનિ શ્રી અઇમુત્તાજીને આ સૂત્ર બોલતા બોલતાં પાપનુ પ્રાયશ્ચિત કરતા ને શુદ્ધ ભાવનાથી આલોચના કરતાં કેવળજ્ઞાન થયુ હતુ તે આ મહાન સૂત્ર છે

પ્રશ્ન ૬—એકેદ્રિયથી પચેદ્રિય સુધીના જીવોના દાખલા આપો

ઉત્તર—૧ પૃથ્વી પાણી અગ્નિ વાયુ વનસ્પતિ એ એક ઇન્દ્રિયવાળા જીવો છે ૨ શખ, પોરા અળસીયા વિગેરે બે ઇન્દ્રિયોવાળા જીવો છે ૩ માકડ કીડી મંકોડા જૂ વિગેરે ત્રણ ઇન્દ્રિયો વાળા જીવો છે ૪ વીંછી, ભમરા, માખી, ડ્રુસા, પતંગીઆ, તીડ વિગેરે ચાર ઇન્દ્રિયો વાળા જીવો છે ૫ દેવ, મનુષ્ય, પશુ પક્ષી નારકી વિગેરે પાચ ઇન્દ્રિયો વાળા જીવો છે

પ્રશ્ન ૭—(૧) તસ્સ મિચ્છામિ દુક્કડ 'નો અર્થ સમજાવો (૨) પચેદ્રિયને મન છે, તે દુખ વેદે તેની તેને ખબર પડે, પણ ૧ થી ૪ ઈંદ્રિયો સુધીના જીવાત્માઓ દુખ કેમ ભોગવે?

ઉત્તર—(૧) મારુ તે પાપ નષ્ટ થાઓ, અથવા તે પાપની હુ માફી માગુ છુ રોગીને પુષ્ટિનુ ઔષધ આપવા પહેલા જેમ વૈદ્ય પ્રથમ રેચ આપે, તેમ આત્માની શુદ્ધિ ઈચ્છનારે પ્રથમ થએલા પાપોની શુદ્ધિ કરવા ઇરિયાવહી સૂત્ર પહેલુ બોલવાનો વિધિ છે અને પછી કરેમિ ભંતે બોલાય છે (૨) ૧ થી ૪ ઇંદ્રિયોવાળા અને અસજ્ઞી પચેદ્રિયને દ્રવ્ય મન નથી પણ ભાવમન હોય છે તેના વડે સુખદુખનો સૂક્ષ્મ પણ અનુભવ તો તેઓ કરે જ છે ને કર્મબધન પણ કરે છે આંખમાથી મોતીઓ ઉતાર્યા પછી ઝાખુ ઝાખુ જેમ દેખાય છે તેમ એકેદ્રિયાદિમા સમજવુ પણ તે આખ પર ચશ્મા પહેરવાથી વધારે સારુ દેખી શકાય છે, તેમ દ્રવ્યમનથી જરૂર ઘણુ જ વિશાળ કામ થઈ શકે, અનુભવ પણ વધારે કરી શકે, ને કર્મબધ પણ વધારે કરી શકે, યાવત્ સાતમી નારકીએ પણ જઇ શકે અસજ્ઞી પહેલી નારકીથી આગળ ન જાય ને વિકલેદ્રિય તો નારકી કે દેવ પણ બની શકતા નથી જો ચેતના છે તો સુખદુખ કેમ ન વેદે?

પ્રશ્ન ૮—'તસ્સ ઉત્તરી'નો પાઠ શા માટે બોલાય છે? શલ્ય એટલે શુ?

ઉત્તર—ઇરિયાવહીયી પણ પાપની વધુ શુદ્ધિ કરવા તથા આત્માની પવિત્રતા કરવા માટે આ સૂત્ર બોલાય છે માયા નિયાણુ ને મિથ્યાત્વ એ ત્રણ શલ્ય છે શલ્ય એટલે કાટા સરખુ પેટમા ચૂક આવે તેવુ શલ્ય કહેવાય છે આ ત્રણ કે તેમાંથી એક પણ શલ્ય હોય ત્યાં સુધી શુદ્ધિ શક્ય નથી

પ્રશ્ન ૯—કાઉસગ્ગના કયા કયા સૂત્રો બોલાય છે?

ઉત્તર—અન્નત્થ અને અરિહંતચેઇઆણં

પ્રશ્ન ૧૦—અન્નત્થ સૂત્ર શા માટે બોલાય છે ?

ઉત્તર—કાઉસગ્ગ કરતાં છીંક બગાસું ઓડકાર, વિગેરે અશક્ય પરિહાર-રૂપ દોષો શરીરથી થઈ જવા સંભવ છે તે રોકી શકાતાં નથી તેના આગારો તેમા આપેલા છે તેથી આ સૂત્ર બોલાય છે

પ્રશ્ન ૧૧—આગાર એટલે શું ?

ઉત્તર—આગાર એટલે કેટલાક દોષોની છૂટ

પ્રશ્ન ૧૨—કાઉસગ્ગ એટલે શું ? એક નવકારના કાઉસગ્ગમા શું લાભ થાય ?

ઉત્તર—કાઉસગ્ગ એટલે અમુક સમય માટે આત્મધ્યાનમાં રહેવા કાયાને વોસિરાવવી તે ૬૮ અક્ષરના આ નવકાર મહામંત્રની ૮ સંપ। ને ૯ પદ છે ૫૦ શ્વાસોશ્વાસાત્મક હોય છે આટલો કાઉસગ્ગ જે શુદ્ધ કરે તે ભાગ્યશાળી આત્મા ૧૯ ૬૩ ૨૬૭ પલ્યોપમનુ દેવગતિનુ આયુષ્ય બાંધે છે આ પ્રમાણે દ્રવ્યફળ ને ભાવફળ પ્રગટ કહેલુ છે આ ઉપરથી વધારે મોટા કાઉસગ્ગોનુ ફળ ગણી શકાય છે

પ્રશ્ન ૧૩—કાઉસગ્ગમા દૃષ્ટિ કેવી રીતે રાખવી ?

ઉત્તર—કાઉસગ્ગમા દૃષ્ટિ નાસિકાના અગ્રભાગ પર રાખવી અગર સ્થાપનાજી કે પ્રતિમાજી સંમુખ દૃષ્ટિ રાખવી આજુબાજુ દૃષ્ટિ ફેરવવાથી કાઉસગ્ગ શુદ્ધ થઈ શકતો નથી ને ચિત્ત સ્થિર રહી શકતુ નથી નવકારના કાઉસગ્ગમાં નવપદનુ સ્મરણ સારુ છે

પ્રશ્ન ૧૪—અન્નત્થમાં કયા કયા આગારો આપેલા છે ?

ઉત્તર—૧ ઊંચો શ્વાસ લેવો, ૨ નીચો શ્વાસ મૂકવો, ૩ ખાંસી આવવી,

૪ છીંક આવવી ૫ બગાસુ ખાવુ ૬ ઓડકાર આવવો, ૭ વાસચાર થવો, ૮ ચકરી આવવી, ૯ પિત્ત ઉછળે, ૧૦ ધીમે શરીર હલાવવુ, ૧૧ ધીમે થૂક, કફ ગળવુ, ૧૨ ધીમી નજર ફેરવવી વિગેરે વીતરાગ ભગવતોએ પણ એમ માન્યુ છે, કે આ બધું થાય તો પણ મારો કાઉસગ્ગ ભાગે નહીં

પ્રશ્ન ૧૫—અન્નત્થ બોલતા બીજા વધારાના આગારો ક્યા લેવાના હોય છે?

ઉત્તર—૧ દીવાનુ અજવાળુ પડતા ઓઢવા વસ્ત્ર લેવુ, કે અગ્નિ લાગતા આઘુ પાછુ થવુ, ૨ ઉંદર બિલાડી આડી આવતા આઘા પાછા થવુ ૩ ચોર કે રાજાના ભયથી આઘા પાછા થવુ, ૪ સર્પના ભયથી આઘા પાછા થવુ, અથવા ભીંત પડતી હોય એ પ્રમાણે બધા મળી ૧૬ આગારો આપેલા છે

પ્રશ્ન ૧૬—કાઉસગ્ગમા વર્જવાના દોષો ગણાવો

ઉત્તર—( ૧ ) કાઉસગ્ગમા પગ ઊંચો રાખે કે પગ વાંકો રાખે ( ૨ ) શરીર હલાવ્યા કરે ( ૩ ) થાંભલા વિગેરેનો ટેકો લે ( ૪ ) માલ પર માથુ લગાડી ટેકો લે ( ૫ ) પગના અંગુઠા ને પાની ભેગી રાખે ( ૬ ) પગ બહુ છૂટા રાખે ( ૭ ) ગોપવેલ અંગ પર હાથ ફેરવ્યા કરે ( ૮ ) બે હાથ રજોહરણ કે ચરવલા પર જ રાખે. ( ૯ ) અતિ શરમીંદાની જેમ માથુ નીચુ રાખે ( ૧૦ ) વિધિથી ઉપરાંત લાંબા વધારે વસ્ત્ર રાખે ( ૧૧ ) મચ્છર વિગેરેના ભયથી કે લજ્જાથી વસ્ત્ર ઓઢે ( ૧૨ ) ઠંડીના કારણે આખુ અંગ ઢાંકે ( ૧૩ ) સખ્યા ગણવા આંગળી કે પાંપણ હલાવ્યા કરે ( ૧૪ ) કાગડાની જેમ આંખના ડોળા ફેરવ્યા કરે ( ૧૫ ) કપડા ગોપવી રાખે ( ૧૬ ) માથુ હલાવ્યા કરે ( ૧૭ ) હુહુ જેવા ઉચ્ચારો કાઢ્યા કરે. ( ૧૮ ) બબડાટ કર્યા કરે ( ૧૯ ) વાંદરાની જેમ ચલચિત્ત બની આમતેમ જોયા કરે, કે હોઠ ફફડાવ્યા કરે

પ્રશ્ન ૧૭—કાઉસગ્ગ કરવાની વિધિ કહો ?

ઉત્તર—(૧) ઊભા રહી કાઉસગ્ગ કરવો હોય તેને એ પગ આગળથી ચાર આગળ છેટા, ને પાછળથી કંઈક ઓછા પહોળા રાખવા આગળ પાછળ ઉપર નીચે કંઈ ટેકો લીધા વિના સીધા ઊભા રહેવુ બે હાથ છુટા નીચે નમાવવા ડાબા હાથમા ચરવળો ને જમણા હાથમા મુહપત્તિ રાખવી શ્રી શત્રુંજય પરના શ્રી આદિનાથ પ્રભુ વિગેરેના અથવા શ્રી સિદ્ધચક્રજીના ધ્યાનમા નજર નાસિકાના અગ્રભાગે કે સ્થાપનાજી સામે રાખી તદ્દન મનમા પ્રસન્ન મુખે નવકાર કે લોગસ્સનુ સ્મરણ કરવુ (૨) બેઠા બેઠા કાઉસગ્ગ કરવો હોય તો-પલાંઠી વાળી ઢીંચણ ઉપર બને હાથ ખુલ્લા મૂકવા જમણા હાથમા મુહપત્તિ રાખવી, ને ચરવળો હોય તો દાંડી ખોળામા જમણી બાજુ મૂકવી અને ધ્યાનપૂર્વક કાઉસગ્ગ કરવો સામાયિકમા જયણા પાળવા ચરવળો અને ત્યા સુધી પાસે હોવો જ જોઇએ

પ્રશ્ન ૧૮—લોગસ્સ સૂત્રનુ બીજુ નામ શુ ? તેમા શુ આવે છે ?

ઉત્તર—લોગસ્સને નામસ્તવ ' સૂત્ર કહે છે તેમા તીર્થકર ભગવંતોને વંદના કરવામા આવી છે ચોવીશ પ્રભુજીના નામો તેમા હોવાથી તેને નામસ્તવ કહે છે

પ્રશ્ન ૧૯—પુપ્ફદંત અરિષ્ટનેમિ ને વર્ધમાન એ કયા પ્રભુજીના નામો છે ?

ઉત્તર—પુપ્ફ ત શ્રી સુવિધિનાથજીનુ, અરિષ્ટનેમિ શ્રી નેમિનાથ પ્રભુનુ અને વર્ધમાન શ્રી મહાવીરનુ બીજુ નામ છે

પ્રશ્ન ૨૦—એક લોગસ્સનો કાઉસગ્ગ કેટલા શ્વાસોશ્વાસ પ્રમાણ ગણવો ?

ઉત્તર—કાઉસગ્ગનુ પ્રમાણ ૨૫ શ્વાસોશ્વાસનુ હોય છે એટલે ચદેસુ નિમ્મલયરા સુધી પચીશ પદો ગણાય છે ૧ પ ૧ શ્વાસોશ્વાસ

પ્રશ્ન ૨૧—કાઉસગ્ગમા લોગસ્સ ગણવા છતા, પારીને ફરીથી પણ તે જ કેમ બોલાય છે ?

ઉત્તર—કાઉસગ્ગ પારીને અરિહંતને નમસ્કાર કરવાનો છે અને લોગસ્સ દ્વારા ચોવીશ અરિહંત પરમાત્માઓને વંદન કરાય છે માટે તે બોલાય છે

પ્રશ્ન ૨૨—તીર્થંકર કોને કહેવાય ?

ઉત્તર—ચાર ઘાતી કર્મોનો નાશ કરી કેવળજ્ઞાન મેળવી તે જ ભવે સિદ્ધિ પદને પામનાર અને ચતુર્વિધ શ્રી સંઘના સ્થાપક મહાન પુરુષો દરેક ભરત ને ઐરવત ક્ષેત્રોમા ઉત્સર્પિણીમા અને અવસર્પિણીમા ૨૪-૨૪ થાય છે, તે તીર્થંકર ભગવાન કહેવાય મહાવિદેહ ક્ષેત્રોમા તો ઉત્સર્પિણી કે અવસર્પિણી જેવુ કાળનુ સ્વરૂપ છે જ નહીં એટલે ત્યા ૨૦ થી વધીને ૧૬૦ ની સંખ્યામા તીર્થપતિઓ સદાને માટે વિચરતા જ હોય છે

પ્રશ્ન ૨૩—(૧) લોગસ્સમા આવતા તીર્થંકરોના નામો આપો (૨) કાઉસગ્ગમા નવકાર અથવા લોગસ્સ બોલવાનો વિધિ કેમ છે ?

ઉત્તર—(૧) શ્રી ઋષભદેવ અજિતનાથ સંભવનાથ અભિનંદન, સુમતિનાથ, પદ્મપ્રભ સુપાર્શ્વનાથ ચંદ્રપ્રભ, સુવિધિનાથ, શીતળનાથ, શ્રેયાંસનાથ વાસુપૂજ્ય વિમળનાથ અનંતનાથ, ધર્મનાથ શાંતિનાથ કુંથુનાથ, અરનાથ મલ્લિનાથ મુનિસુવ્રતસ્વામી નમિનાથ નેમનાથ, પાર્શ્વનાથ અને મહાવીરસ્વામી (૨) કાઉસગ્ગમા પાંચ પરમેષ્ઠિ કે ૨૪ તીર્થંકરોનુ સ્મરણ કરવાનુ હોય છે કારણ કે તે સ્મરણથી જ મોજ મનાં પાપો નાશ પામે છે તે જ કારણથી કાઉસગ્ગમા નવકાર મંત્ર કે લોગસ્સ એ બેમાથી કોઇ પણ ગણવાની વિધિ છે

પ્રશ્ન ૨૪— કરેમિ ભંતે' સૂત્રનો ઉપયોગ સમજાવો

ઉત્તર—તેને સામાયિક લેવાનુ પચ્ચક્ખાણ સૂત્ર કહે છે, ને તે સામાયિ લેતી વખતે બોલાય છે આ સૂત્ર દ્વાદશાંગીના સાર સમાન છે અ

સામાયિકમા પૃથ્વી, પાણી અગ્નિ વાયુ વનસ્પતિ ને ત્રસકાય એ છ જીવનિકાયને સપૂર્ણ અભય ન આપવામા આવે છે બે ઘડીના સામાયિકમા પણ આ રીતે ઘણો લાભ છે સામાયિક ન હોય ત્યારે બહાર ફરતા સસારી આત્માઓ છએ કાયને દુઃખીને અનેક પાપો થયા જ કરે છે સામાયિકમા તે બધુ જ બચી જાય છે સાવદ્ય પાપોનો ત્યાગ એ બહુ દુર્લભ વસ્તુ છે મનુષ્યગતિમાં સામાયિક છે દેવના આગમમા કોઇ દિવસ સામાયિક હોય જ નહીં એટલે તે માનવગતિ શ્રેષ્ઠ મનાએલી છે સામાયિક બે પ્રકારનુ છે સર્વથી ને દેશથી સર્વથા હમેશનુ સામાયિક મહાવ્રતધારી મુનિઓને હોય છે બાકી દેશથી શ્રાવકગણને હોય છે સાવદ્યના પચ્ચખ્ખાણ એ જ મોટી અહિંસા છે એક સ્થાને બેસવાનુ તે સયમ છે ન તેમા સ્વાધ્યાય થાય તે તપ છે સામાયિકમા નિયમબદ્ધ થવાથી ઘણા અશુભ કર્મોનો નાશ થાય છે શ્રાવક સામાયિકમા હોય તેટલો વખત વિરતિમા હોય છે એટલે તેને સમતાનો આસ્વાદ મળે છે તે કારણથી તેટલા વખત માટે શ્રાવક સાધુ જેવો મનાય છે કેમકે સસારના તાપની જ્વાળામાથી બચવા તેણે સમતા સ્વીકારી છે એની સાથે ૩ સામાયિક થઇ શકે છે ઉપધાન તપ સામાયિકમય છે પાચે પરમેષ્ઠિઓ સામાયિક વાળા જ છે દીક્ષા એ સામાયિકનો પર્યાય શબ્દ પણ કહી શકાય. દેસાવગાસિક વ્રત પણ દશ સામાયિક વાળુ હોય છે સર્વવિરતિ સામાયિક ઉચ્ચર્યા વગર શ્રી તીર્થંકર ભગવાનને પણ ચોથુ મન પર્યવજ્ઞાન થતુ નથી આત્માને શુદ્ધ કરવા સામાયિકની બ… જ જરૂર છે સામાયિક એટલે સમતા પૌષધ પણ સામાયિક સ્વરૂપ જ છે

પ્રશ્ન ૨૫—ત્રણ જોગ ને બે કરણ શા માટે?

ઉત્તર—મન વચન ને કાયાના ત્રણ યોગોથી ન કરવુ ને ન કરાવવુ તે પૂજ્ય મુનિ મહારાજોને સામાયિકના પચ્ચક્ખાણમાં ત્રણ જોગ ને

ત્રણ કરણ હોય છે પણ શ્રાવક વગનુ ધીરેલી રકમનુ વ્યાજ પૌષધ કે ઉપધાનમાં કાઇ જતુ કરાતુ નથી એટલે એવા કારણોથી સાવદ્યની અનુમતિ છૂટી શકતી નથી

પ્રશ્ન ૨૬—સામાયિકમા કયા કયા દોષો તજવાના છે

ઉત્તર—મનના દશ, વચનના દશ, કાયાના બાર એ બત્રીશ દોષ વિનાનુ સામાયિક થવુ જોઇએ.

પ્રશ્ન ૨૭—મનના ૧૦ દોષો ગણાવો

ઉત્તર—૧ શત્રુને દેખી દ્વેષ કરે, ૨ અવિવેક ચિતવે, ૩ અર્થ ન વિચારે ૪ મનમા ઉદ્વેગ ધરે ૫ યશ કીર્તિ વાંછે, ૬ વિનય ન કરે, ૭ ભય ચિતવે, ૮ વ્યાપાર ચિતવે, ૯ ફળ માટે સંદેહ રાખે ૧૦ ફળની ઇચ્છા રાખી ધર્મ કરે

પ્રશ્ન ૨૮—વચનના ૧૦ દોષો ગણાવો

ઉત્તર—૧ ખરાબ વચન બોલે, ૨ હુંકારા ટુંકારા કરે ૩ સાવદ્ય આદેશ કરે, ૪ લવારા કરે ૫ કલહ કરે ૬ આવો જાઓ કહે ૭ ગાળ દે, ૮ બાળકો રમાડે ૯ વિકથા કરે ૧૦ હાસી કરે

પ્રશ્ન ૨૯—કાયાના ૧૨ દોષો ગણાવો

ઉત્તર—૧ આસન ચપળ રાખે, ૨ ચારે બાજુ જુએ ૩ સાવદ્ય કામ કરે ૪ આળસ મરડે, ૫ અવિનયે બેસે ૬ ઓઠું લઇ બેસે ૭ મેલ ઉતારે ૮ ખણુજ ખણે ૯ પગ પર પગ ચડાવે ૧૦ અંગ ઉઘાડા કરે ૧૧ અંગ ઢાંકે ૧૨ નિદ્રા લે

પ્રશ્ન ૩૦—સામાયિક પારતાં કયુ સૂત્ર બોલાય છે?

ઉત્તર—"સામાઇય વયજુત્તો આ સૂત્ર બોલતી વખતે જમણો હાથ ચરવળા અથવા કટાસણા પર સ્થપાય છે, પ્રતિજ્ઞા પાલનની તે પૂર્ણતાને સૂચવે છે ત્યાર બાદ જે સવળો હાથ રખાય છે, તે

સ્થાપેલા ગુણોને પાછા લેવાનુ સૂચવે છે અને તે સ્થાપના વિસર્જન કરવાની ક્રિયા વિધિની સૂચના સમાન છે

પ્રશ્ન ૩૧—સામાઇય વયજુત્તોનુ બીજુ નામ શુ ? તેનો સાર કહો

ઉત્તર—તેને સામાયિક પારવાની ગાથા કહે છે તેમા સામાયિકના ફળનુ વર્ણન કરેલુ છે એ બેઉ ગાથા શ્રી આવશ્યક સૂત્રમાની છે ને તે ૧૪ પૂર્વધર શ્રી ભદ્રબાહુસ્વામીજી મહારાજની રચેલી છે

---

## કયારો ૪

## ચૈત્યવદનના સૂત્રો. (૧)

પ્રશ્ન—ચૈત્યવદન એટલે શુ ?

ઉત્તર—પ્રભુપ્રતિમા અથવા સ્થાપનાચાર્ય સમુખ વિધિપૂર્વક સ્તુતિ પ્રાર્થના કે વદના કરવી તે ચૈત્ય એટલે પ્રતિમા અથવા જિનમદિર

પ્રશ્ન ૨—જગચિંતામણિ સૂત્ર શુ છે ? કોણે બનાવ્યુ ? શા માટે ?

ઉત્તર—જગચિંતામણિ સૂત્ર ચૈત્યવદન છે ભગવાનશ્રી ગૌતમસ્વામીજી અષ્ટાપદ પર જાત્રા કરવા ગયા હતા ત્યા પ્રભુસ્તુતિ માટે તે બનાવ્યુ હતુ તેમાં ત્રણે ભુવનના શાશ્વતા કે અશાશ્વતા ચૈત્યો તથા જિનબિંબોને નમસ્કાર કરેલ છે

પ્રશ્ન ૩—અષ્ટાપદ પર્વત પરના જિનબિંબો વિષે શુ જાણો છો ?

ઉત્તર—ભરત ચક્રવર્તીએ અષ્ટાપદ પર્વત પર ચોવીશ તીર્થંકરોની મૂર્તિઓ ભરાવેલી છે તે મણી અને રત્નમય બનાવેલ છે ત્યા દરેક તીર્થંકરની કાયાના માપ પ્રમાણે નાની મોટી બનાવેલી છે તે મૂર્તિઓ એક સીધી શ્રેણિમા સરખી નાસિકા રાખી ઉચી નીચી ગાદી પર સ્થપાએલી છે

પ્રશ્ન ૪—વર્તમાન તીર્થોના થોડા નામ આપો

ઉત્તર—શ્રી શત્રુંજય ગિરનાર, અજારા પાર્શ્વનાથ તળાજા, ભાડુકજી, કદંબગિરિ માંડવગઢ આબુ તારંગા શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ, દેલવાડા, પાનસર, ભોયણી શેરીસા, ઝગડીયા, ચારૂપ કેસરીઆજી, સમેતશિખર પાવાપુરી રતલામતીથ, અંતરીક્ષ પાર્શ્વનાથ સાચોર, કુલપાકજી, રાજનગર પાટણ વિગેરે

પ્રશ્ન ૫—શ્રી શત્રુંજય મહાતીર્થ પરના મૂળનાયક ભગવાન કયા છે?

ઉત્તર—શ્રી આદિનાથ ભગવાન અથવા શ્રી ઋષભદેવ સ્વામી

પ્રશ્ન ૬—ગિરનાર તીથના મૂળનાયક કહો

ઉત્તર—શ્રી નેમિનાથ પ્રભુ

પ્રશ્ન ૭—શ્રી શત્રુંજયના કેટના નામ છે?

ઉત્તર—૧૦૮ નામથી શ્રી શત્રુંજય ઓળખાય છે

પ્રશ્ન ૮—શ્રી શત્રુંજયના પ્રર્યાવત નામો કહો

ઉત્તર—શ્રી શત્રુંજય પુંડરીકગિરિ સિદ્ધક્ષેત્ર વિમળાચલ સુરગિરિ, મહાગિરિ, પુણ્યરાશિ શ્રીપદગિરિ, ઈંદ્રપ્રકાશ મહાતીર્થ શાશ્વતગિરિ દૃઢશક્તિ મુક્તિનિલયગિરિ પુષ્પદંત મહાપદ્મ પૃથ્વીપીઠ સુભદ્રગિરિ કૈલાસ, કદંબગિરિ, ઉજ્જૈવલગિરિ, સર્વકામદાયક એ પ્રર્યાવત ૨૧ નામ છે

પ્રશ્ન ૯—ગિરનારના બીજા નામ બોલો?

ઉત્તર—ઉજ્જયંતગિરિ અને રૈવતાચળ

પ્રશ્ન ૧૦—કેસરીઆજીનુ બીજુ નામ શુ? તે કયા આવ્યુ?

ઉત્તર—તેનુ બીજુ નામ ધૂળેવા નગર છે મેવાડ સંસ્થાનમા તે ઉદેપુરથી ૪૦ માઇલ દૂર છે ઇડરથી પણ મોટરમા જવાય છે

પ્રશ્ન ૧૧—સાચોરમા કયા પ્રભુજી બિરાજે છે?

ઉત્તર—શ્રી મહાવીરસ્વામી

પ્રશ્ન ૧૨—ભરૂચમા ક્યા પ્રભુજી બિરાજે છે?

ઉત્તર—શ્રી મુનિસુવ્રતસ્વામી

પ્રશ્ન ૧૩—મુહરી પાર્શ્વનાથ પ્રભુ ક્યા છે? તે નામ કેવી રીતે પડ્યુ?

ઉત્તર—ઇડર પાસે ટીંટોઈ ગામમા શ્રી મુહરી પાર્શ્વનાથ સ્વામીનુ દેરાસર છે ત્યાનો રાજા દર્શન કરનાર પાસેથી એક સોનામહોર લઈ દર્શન કરવા દેતો હતો. તેથી તેનુ નામ મુહરી પાર્શ્વનાથ પડ્યુ છે

પ્રશ્ન ૧૪—ત્રિલોકના નામ આપો?

ઉત્તર—૧ સ્વર્ગ-ઊર્ધ્વલોક અથવા દેવલોક ૨ મૃત્યુ-તિર્છાલોક અથવા મનુષ્ય લોક ૩ પાતાળ-અધોલોક

પ્રશ્ન ૧૫—ત્રણે ભુવનમા જિનપ્રાસાદો કેટલા છે?

ઉત્તર—(૮૫૭૦૦૨૮૨) આઠ કરોડ સત્તાવન લાખ બસો ખ્યાશી

પ્રશ્ન ૧૬—ત્રણે ત્રણ લોકમા શાશ્વતી જિનપ્રતિમાઓ કેટલી છે?

ઉત્તર—(૧૫૪૨૫૮ ૬૦૮૦) પંદર અબજ બેતાળીસ ક્રોડ અઠ્ઠાવન લાખ છત્રીશ હજાર ને એંશી

પ્રશ્ન ૧૭—કર્મભૂમિ કર્મભૂમિ એટલે શુ?

ઉત્તર—અસિ(હથિયાર) મસિ-શાહી અને કૃષિ(ખેતી)રૂપી ત્રણ કર્મથી જ્યા પેટ માટે વ્યવહાર થાય છે તે કર્મભૂમિ કહેવાય છે

પ્રશ્ન ૧૮—કર્મભૂમિના ક્ષેત્રોના નામ આપો અને તે ક્યાં આવેલા છે?

ઉત્તર—ભરત, ઐરાવત ને મહાવિદેહ એ ત્રણ નામના પાચ પાચ ક્ષેત્રો મળી પંદર કર્મભૂમિના ક્ષેત્રો છે જંબુદ્વીપમા ૩ ધાતકી ખંડમા ૬ પુષ્કરાર્ધદ્વીપમા ૬ સર્વે મળી પંદર થાય છે

પ્રશ્ન ૧૯—જયચિંતામણિની પાચ ગાથાનુ ટૂંક વર્ણન કરો

ઉત્તર—પહેલી ગાથા સર્વેપામા છે, અને પાછળની વસ્તુ છઠ્ઠમા રચાએથી

છે પહેલી ગાથાથી અષ્ટાપ. પવત પરના ચોવીશ તીથ કરોને વદના કરેલ છે બીજી ગાથાથી ઉત્કૃષ્ટ કાળમા વિચરતા એકસો સીત્તેર તથા હાલ વિચરતા વીશ તીથ કરોને વદન કરેલ છે ત્રીજી ગાથાથી પ્રસિદ્ધ કે અપ્રસિદ્ધ ત્રણે કાળના તીથ કરોને વદન કરાએલ છે અને ચોથી તથા પાચમી ગાથાથી ત્રણ લોકના ચૈત્યો તથા શાશ્વતી પ્રતિમાઓને વદન થએલ છે ભગવાન શ્રી ગૌતમ સ્વામીજીએ આ ચૈત્યવદન રચ્યુ છે

પ્રશ્ન ૨૦—જકિચિનો ભાવાથ સમજાવો

ઉત્તર—ત્રિલોકમા રહેલા નામરૂપ તમામ તીર્થોને તે દ્વારા વદન કરાએલ છે

પ્રશ્ન ૨૧—૧૭૦ અને ૨૦ તીથ કરો સમજાવો

ઉત્તર—એક મહાવિદેહ ક્ષેત્રની ૩૨ વિજય હોય છે એટલે પાચ મહાવિદેહની ૧૬૦ વિજયો થાય તેમા અને ૫ ભરત તથા ૫ ઐરવત એમ ૧૭૦ કર્મભૂમિના ક્ષેત્રોમાં એકી વખતે દરેકમા તીથ કર ભગવાન વિચરતા હોય ત્યારે ૧૭૦ ઉત્કૃષ્ટા પ્રભુ થાય પ્રભુશ્રીઅજિત નાથસ્વામીના સમયમા ૧૭૦ તીથપતિઓ હતા હવે ઓછામા ઓછા ૨૦ તો હોય જ અત્યારે દરેક મહાવિદેહમા ૪-૪ ગણતા ૨૦ વિહરમાન ભગવાન વિદ્યમાન છે ૧૭૦ ભગવાનનો બધો મળીને સાધુ પરિવાર **નવ ક્રોડ કેવળજ્ઞાની ભગવતોનો અને ૯૦ અબજ મુનિઓનો** હતો અત્યારે ૨૦ ભગવતોનો બધો મળીને **બે ક્રોડ કેવળજ્ઞાનીઓનો અને ૨૦ અબજ** પરિવાર **મહામુનિઓનો** છે એટલે એક ભગવતની નિશ્રામાં દશ લાખ કેવળી અને એક અબજ મુનિવરોની સખ્યા છે તે સર્વેને નમસ્કાર કરવામા આ યા છે

પ્રશ્ન ૨૨—નમુત્થુણના રચનાર કોણ છે? અને તે ક્યારે રચેલ છે?

ઉત્તર—ઇન્દ્રમહારાજ પ્રભુનુ જ મકલ્યાણક ઉજવવા પ્રભુને લઇ મેરુ

શિખર પર જાય છે, ત્યા કળશાભિષેક કરી પ્રભુની ભક્તિપૂર્વક જે સ્તુતિ કરે છે, તે સ્તુતિ આ સૂત્રમાં છે નમુત્થુણના રચનાર ઇન્દ્રમહારાજ પોતે જ છે એમ મનાય છે આ સૂત્રમા પ્રથમ ૩૫ વિશેષણો દ્વારા સ્તુતિ કરવામા આવી છે

પ્રશ્ન ૨૩—નમુત્થુણનુ બીજુ નામ શુ ?

ઉત્તર—શક્રસ્તવ અથવા ૪ ક્રસ્તુતિ

પ્રશ્ન ૨૪— જાવતિ ચેઇઆઇ નો ભાવાર્થ કહો

ઉત્તર—ત્રણ લોકમાંના ભૂત, વર્તમાન ને ભવિષ્યકાળના ચૈત્યોને અને પ્રતિમાજીઓને આમા વદના કરેલી છે અહીં રહ્યા રહ્યા પણ તે તે તીર્થોની કે ત્યાના અલૌકિક બિબોની સ્મરણદ્વારા તેમા વ ના કરી છે રોજ તીર્થોમા જવુ શક્ય નથી એટલે અહીં રહીને આ રીતે જાત્રાનો લાભ લઇ શકાય છે પણ શક્ય જાત્રાઓમા સતોષ રહેતો નથી, એટલે ત્યા જાતે જઇને જ લાભ લેવા જવાનુ બને છે

પ્રશ્ન ૨૫—'જાવત કેવિ સાહૂ શા માટે રચાયુ ? ત્રણ દડકથા ને કોના ?

ઉત્તર—૧૫ર કર્મભૂમિના એટલે અઢી દ્વીપના સર્વ સાધુ મહારાજને વદન કરવા માટે આ સૂત્ર છે મન વચન ને કાયાના અશુભ વ્યાપારરૂપી ત્રણ દડથી વિરામ પામેલા ગુણવાનોને આ સૂત્રમા નમસ્કાર કરવામા આવેલ છે

પ્રશ્ન ૨૬— નમોઽર્હત્ સૂત્ર કોનુ રચેલુ છે ? તે વિષે શુ જાણો છો ?

ઉત્તર—નવકાર મહામત્રનો સસ્કૃત ભાષામા આ સક્ષેપ છે તેમા પણ પાચ પરમેષ્ઠિઓને નમસ્કાર કરેલ છે તેનો દૃષ્ટિવાદમાથી ઉદ્ધાર કરનાર રાજા વિક્રમના પ્રતિબોધક શ્રી સિદ્ધસેન દિવાકર સૂરિ મહારાજ છે

પ્રશ્ન ૨૭—નમોઽર્હત્ સૂત્ર સ્ત્રીઓને બોલવાની કેમ મનાઈ છે ?

ઉત્તર—તે સૂત્ર દ્દષ્ટિવાદમાથી ઉદ્ધૃત કરેલ હોય, ને તેથી મનાઇ સભવે છે કારણુ કે દ્દષ્ટિવાદ સૂત્રો સ્ત્રી જાતિ ભણી શકે નહીં

પ્રશ્ન ૨૮—નવકારમા અને આ નમસ્કાર સૂત્રમા શો ફેર છે?

ઉત્તર—ઉજ્જયિણી નગરીમા રાજા વિક્રમની વિદ્વાન સભામા મુકુદ નામના પડિત હતા તાર્કિક શિરોમણિ આચાર્ય ભગવાન શ્રી વૃદ્ધવાદિસૂરિ મહારાજ સાથે તે વાદમા ઉતર્યા, પરાજય મેળવતા તે તેમના શિષ્ય થયા અનુક્રમે અભ્યાસ કરતા તે સસ્કૃતના ને સિદ્ધાતના પ્રખરવેત્તા બ યા તેમણે નમોડર્હત્ સૂત્ર નવકારને બદલે બનાવ્યુ અથવા દ્દષ્ટિવાદમાથી ઉદ્ધાર કર્યો એમ પણુ કોઈકનુ માનવુ છે આ જ પ્રમાણે બધા આગમ ગ્રથો પણુ પ્રાકૃતમાથી સસ્કૃતમા સરળ બનાવીએ તો કેવુ સારુ એવો પણુ વિચાર થયો ઉપકારી ગુરુ ભગવતે કહ્યુ, કે આમ કરવાથી તમે શ્રી ગણુધર ભગવતોની આશાતના કરી છે, કારણુ કે આ સૂત્રો જ્યારે રચાયા ત્યારે પરમ કૃપાસમુદ્ર એ ગણુધર ભગવતોએ જ્ઞાનથી દેખ્યુ જ હતુ, કે આ પ્રાકૃત ભાષામા મદબુદ્ધિવાળાઓ પણુ સમજી શકશે માટે તે ફેર કરવા ચિતવવુ તે અનુચિત છે આ વસ્તુ શ્રી સિદ્ધસેનસૂરિ મહારાજને સમજાઇ, અને ૧૮ રાજાઓને પ્રતિબોધવાનુ પ્રાયશ્ચિત્ત લઇ રાજા વિક્રમ વિગેરેને પ્રતિબોધ કર્યો આ જ પ્રમાણે આ મહાન પવિત્ર આગમ ગ્રથોને વાચવા ભણુવા માટે પવિત્રતા ઘણી સાચવવાની કહી છે આ આગમ ગ્રથો ઝાડા પિશાબ કરેલે કપડે કે જોડા પહેરી વાચવાનો ખાસ પ્રતિષેધ છે તેવી રીતે વાચનાર બોધ મેળવવાને બ લે જ્ઞાનની આશાતનાના કર્મોના બાધનાર બને છે આજે કોલેજોમા પ્રાકૃત ભાષાના જ્ઞાનના બ્હાને આગમો અભ્યાસક્રમમા ગોઠવાય છે, તે આ દ્દષ્ટિથી તદ્દન અનુચિત ગણાય તે માટે કોઈ વિરોધ કેમ નથી કરતુ એ જ્ઞાનીગમ્ય બીના છે એ પણુ એક આશાતના નો જ પ્રકાર ગણાય

---

## ક્યારો ૫ઃ

## ચૈત્યવંદનના સૂત્રો (૨)

પ્રશ્ન ૧— ઉવસગ્ગહર શબ્દનો ગુજરાતી અર્થ શો? તેનો ઉપયોગ બતાવો.

ઉત્તર—ઉવસગ્ગ+હર, ઉવસગ્ગ એટલે ઉપસર્ગ–વિઘ્ન, હર એટલે હરનાર–મટાડનાર કોઈ પણ વિઘ્નનો નાશ કરનાર તેમાં શ્રી પાર્શ્વનાથ પ્રભુની સ્તુતિ કરાએલી છે સ્તવનના સ્થાને આ સ્તોત્ર બોલાય છે આ સૂત્ર બહુ જ પ્રભાવિક છે તેમાં મંત્રાક્ષરો ઘણા સમાએલા છે આ સૂત્ર એમ સિદ્ધ કરે છે કે–નવકાર મહામંત્રની ઉપરાંત બીજા મંત્રોનો જાપ પણ હોઈ શકે છે તથા મંત્રજાપ એક આત્મરક્ષણનું અમોઘ બળ આપનાર કવચ છે મંત્રાક્ષરોનો ચમત્કાર ઓછો નથી સંકટ ક્યા માનવને આવતું નથી? કોને શત્રુ હોતા નથી? અટુલા એવા આત્માને મંત્ર અને વિદ્યાઓથી તેનું નિવારણ કરવા ઉપાય યોજવા પડે છે ને પાપના ઉદયને શમાવવો પડે છે તેમ જ સંતિકર ભક્તામર લઘુશાંતિ કલ્યાણ મંદિર વિગેરે સ્તોત્રોની ઉત્પત્તિ આવી જ રીતે થઈ છે બીજા મંત્રો કે સ્તોત્રોનો ઉપયોગ કરવામાં નવકાર મહામંત્રનો પ્રભાવ ઓછો માનવા કે ગણવાનો સહેજ પણ ઇરાદો હોતો નથી યોગક્રિયાનો જાણકાર ગુરુગમથી મંત્રો કે સ્તોત્રો શુદ્ધ મનથી નિડરપણે ગણે તો આજે પણ પુણ્યશાળિને ફળે છે એ નિઃશંક છે જડીબુટ્ટી જેવી દિવ્ય ઔષધિઓમાં પણ આજે પ્રભાવ ઘણો દેખાય છે તો મંત્રો કે સ્તોત્રોમાં કેમ ન હોય? પરંતુ તેનો ઉપયોગ અર્થ કામની સાધના માટે ન થવો જોઈએ તે પણ યાદ રાખવા જેવું ગણાય આત્મવિશ્વાસ ભક્તિરસ અને સમકિત ઉપર આ સૂત્રમાં ઘણો ભાર મૂકવામાં આવ્યો છે

પ્રશ્ન ૨—ઉવસગ્ગહર સ્તોત્ર કયા સજોગોમા રચાયુ ? તેના રચનાર કોણ હતા ?

ઉત્તર—ઉજ્જયિણી નગરીમા ભોજરાજાની સભામા વરાહમિહિર નામનો એક વિદ્વાન બ્રાહ્મણ હતો, તે મરીને વ્યતર થયો તેણે દ્વેષભાવથી જૈન સઘમા મરકી વગેરે ઉપદ્રવો ફેલાવ્યા ત્યારે શ્રી સઘની વિનતિથી ઉપદ્રવ નિવારણાર્થે ૧૪ પૂર્વધર શ્રી ભદ્રબાહુસ્વામી મહારાજે આ સ્તોત્ર રચ્યુ, ને તેનાથી મત્રેલુ જળ છાટવાથી રોગનો નાશ થયો આ સ્તોત્ર પ્રાકૃતમા છે

પ્રશ્ન ૩—ઉવસગ્ગહરની મૂળ ગાથા કેટલી છે ?

ઉત્તર—તેની મૂળ ગાથા ૭ મનાય છે તે સ્તોત્રના આરાધનથી તેના અધિષ્ઠાતા ધરણે દ્રને પ્રત્યક્ષ આવવુ પડતુ હતુ તેથી ધરણેન્દ્રની વિનતિથી ૨ ગાથાઓ કર્તાએ જ ભડારી દીધેલ છે એમ કહેવાય છે એટલે ૫ ગાથા હાલ પ્રચલિત છે કેટલીક પ્રતોમા ૧૩ ૧૭, કે ૨૧ ગાથાના ઉવસગ્ગહર પણ નજરે પડે છે આ પાચ ગાથાના શુદ્ધ ધ્યાનથી ને તેમા રહેલા મત્રના જાપથી અત્યારે પણ અનેક વિઘ્નો શીઘ્ર દૂર થાય છે તેમા બે મત નથી

પ્રશ્ન ૪—ભવનુ ઉદાસીનપણુ અને માર્ગાનુસારીપણુ એટલે શુ ? તે શેમા આવેલ છે ?

ઉત્તર—સસાર પરથી મોહ ઓછો કરવો તે ભવનુ ઉદાસીનપણુ અને ધર્મના રસ્તે આગળ ચાલવુ તે માર્ગાનુસારીપણુ બન્ને શબ્દો જય વીયરાય સૂત્રમા આવેલ છે

પ્રશ્ન ૫—નિયાણુ એટલે શુ ? તે બાધવાની કેમ મનાઈ છે ?

ઉત્તર—નિયાણુ એટલે કરેલા શુભ કાર્યોનુ ફલ પ્રભુ પાસે નિર્ણીત સ્વરૂપે પૌદ્ગલિક ઇચ્છાઓ દ્વારા માગી લેવુ તે શાસ્ત્રમા તે

માટે મનાઈ છે કારણ કે તેનો અર્થ એ થાય છે કે આ ઊંચી ક્રિયાઓ આટલા ફલ માટે વેચી. છતાં જયવીયરાયમાં માગણી દ્વારા ભગવાનની ભવોભવની સેવા ઇચ્છી છે તેમાં ક્રિયા વેચવાનો ઇરાદો નથી પણ તે તે ક્રિયા ખીલવવાનો જ ઇરાદો છે

પ્રશ્ન ૬—જયવીયરાય સૂત્ર ક્યારે બોલાય? તેનો ભાવાર્થ કહો.

ઉત્તર—ચૈત્યવંદન કરતી વખતે સ્તવન બોલી રહ્યા પછી તે બોલાય છે આમાં શ્રી તીર્થંકર દેવની ભવોભવને વિષે સેવા તથા બીજું ઘણું માગવામાં આવ્યું છે

પ્રશ્ન ૭—જયવીયરાય સૂત્ર બોલતા કેવી રીતે બેસવું ?

ઉત્તર—ચૈત્યવંદન કરતાં ડાબો ઢિંચણ ઊભો કરાય છે જયવીયરાય બોલતાં મુક્તાશુક્તિ મુદ્રા મુજબ હાથ રાખવા એટલે બન્ને હાથ જોડી લલાટે રાખવા કોણીઓ કમળના ડોડાની જેમ સીધી રાખવી તથા આભવમખંડા બોલતા હાથ નાસિકા સુધી નીચા લેવાની પ્રથા છે આ સૂત્રને પ્રાર્થના સૂત્ર પણ કહેવાય છે

પ્રશ્ન ૮—જયવીયરાય સૂત્રમાં શું માગવામાં આવ્યું છે?

ઉત્તર—તેમાં આટલી વસ્તુઓની પ્રાર્થના કરવામાં આવી છે હે પ્રભુ! તમારા ચમત્કારિક પ્રભાવથી મને આટલી વસ્તુઓ પ્રાપ્ત થવી જોઇએ (૧) જન્મ-મરણના દુઃખોથી ભરેલા આ સંસારચક્ર પર ઉદાસીનભાવ (૨) બાહ્ય નીતિ તથા વ્યવહારશુદ્ધિને સૂચવનારા અને સમકિતની દિશામાં પ્રયાણ કરાવનારા સદ્ગુણોવાળી માર્ગાનુસારિતા, (૩) જે મુક્તિની ઝંખના હરહંમેશ હું કરી રહ્યો છું તે વાંછિત ફળની સર્વાંગસિદ્ધિ (૪) દુનિયાના અજ્ઞાન મનુષ્યો પણ જે કાર્યોને નિંદતા હોય કે તિરસ્કારતા હોય, તેવા કાર્યોનો ત્યાગ (૫) નજર સન્મુખ આદર્શરૂપ બને તેવા અને અનેક ગુણોના ભાજન સ્વરૂપ મહાન ગુણી મહાશયોની સેવાભક્તિ (૬) પ્રત્યેક પ્રાણી તો સ્વાર્થાંધ છે જ તેવા દુર્ગુણને મગાડી, મને શાસનસેવા જીવદયા

ધર્મસેવા અને તેવા અનેક પરોપકારના સત્કૃત્યોમા મારો શક્તિ પૂર્વકનો હિસ્સો (૭) સંસારના ત્રિવિધ તાપથી તપેલા સંસારી પ્રાણીને શાંતિના બોધપાઠ આપનાર નિર્મળ આત્મજ્ઞાની સદ્ ગુરુઓની હમેશની સોબત, (૮) વીતરાગનો સંદેશ પાઠવનાર તે પૂજ્યોની આજ્ઞાઓનુ યથાર્થ પાલન આટલુ આખી જિંદગી માટે પ્રભુ પાસે આવવાના કે નમસ્કારના ફળરૂપે માગવામા આવ્યુ છે આ પ્રમાણે આ ભવનુ તો માગ્યુ પણ આગળ વધીને જ્યા સુધી મુક્તિ ન થાય ત્યાં સુધી ભવિષ્યના જે જે ભવ હુ ભટકુ તે ભવોભવને વિષે તમારા ચરણકમળની હાર્દિક સેવા માગવામા આવી છે તદુપરાંત દુ ખોનો ક્ષય અનંત કર્મોનો ક્ષય પંડિત કે સમાધિમરણ અને વિશુદ્ધ સમ્યક્ત્વની પ્રાપ્તિ તેમા મગાઈ છે

પ્રશ્ન ૯—આ સૂત્ર બીજુ શુ શિખવાડે છે ?

ઉત્તર—જયવીયરાય સૂત્ર આપણને ઘણી ચીજો વારસા રૂપે શિખવાડે છે એક તો કેવળજ્ઞાની ને સર્વજ્ઞ એવા વીતરાગ તીર્થંકર દેવનુ જ શરણુ લેવાનુ તે બતાવે છે જેની પ્રાર્થના કરવી છે કે જેને પગે પડીએ છીએ તેના અનંત ગુણો કેવા હોય તે બતાવે છે માગણી કરતા કે પ્રાર્થનામા શુ માગવુ જોઇએ તે પણ અહીં સ્પષ્ટ જણાવ્યુ છે અજ્ઞાની આત્માને બોલતા કે માગતા ન આવડે તે કારણથી શબ્દોથી પ્રાર્થનાને અહીં ગોઠવવામા આવેલ છે પ્રાર્થના કરનાર અજ્ઞાની હોય છે ને આ પ્રાર્થ્ય વ્યક્તિ પૂર્ણ જ્ઞાની હોય છે, તે બે પણ અહીં સમજાવવામા આવ્યો છે જેમ કોઈ ભિખારી શ્રીમંત પાસે યાચના કરે તેવી સ્થિતિ પ્રભુ પાસે તેના સેવક તરીકે આપણી હોવી જોઇએ, તે પણ અહીં બતાવવામા આવ્યુ છે વીતરાગ વગર આ વસ્તુઓનુ દાન કોઈ આપી શકનાર નથી વીતરાગ પાસે માગણી કર્યા પછી જેવા તેવા રાગી પાસે યાચકને યાચના કરવાની હોય જ નહીં અર્થ કામની યાચના વીતરાગો પાસે ન થાય, તે પણ આમા

આવે છે, અને પ્રાર્થના વિના એક પણ દિવસ ખાલી ન જવો જોઈએ તે પણ અહીં સ્પષ્ટ થાય છે.

પ્રશ્ન ૧૦—અરિહંતચેઈઆણં સૂત્રનું બીજું નામ શું? તે ક્યારે બોલાય?

ઉત્તર—તેનું બીજું નામ ચૈત્યસ્તવ છે. ચૈત્યવંદન કરતા જય વીયરાય કહ્યા પછી ને કાઉસ્સગ્ગની પહેલા તે બોલાય છે.

પ્રશ્ન ૧૧—ચૈત્યવંદન કાઉસ્સગ્ગનું પ્રમાણ કેટલું?

ઉત્તર—એક નવકારનું.

પ્રશ્ન ૧૨—કાઉસ્સગ્ગને અંતે શું બોલાય?

ઉત્તર—અરિહંત ભગવાનને નમસ્કાર કરવા નમો અરિહંતાણં બોલી 'નમોઽર્હત્ સૂત્ર કહ્યા પછી સ્તુતિ-થોય બોલવી. ચૈત્યવંદન વખતે આ સૂત્ર બીજા પણ બોલાય છે.

પ્રશ્ન ૧૩—થોય એટલે શું? તે કેટલી હોય છે?

ઉત્તર—થોય એટલે સ્તુતિ-પ્રાર્થના. ચાર થોય ભેગી મળવાથી એક થોય-જોડો કહેવાય છે.

પ્રશ્ન ૧૪—તેમાંની ચાર થોય કયા કયા વિષયની હોય છે?

ઉત્તર—પહેલી થોયમાં એક અથવા પાંચ અરિહંતની સ્તુતિ જોવામાં આવે છે. બીજી થોયમાં સર્વ તીર્થંકરોની વંદના કે પ્રશંસા હોય છે. ત્રીજી થોયમાં આગમવચન કે શ્રુતજ્ઞાનને વંદન કરેલ હોય છે અને ચોથી થોયમાં શાસન રક્ષક દેવ-દેવીનું સ્મરણ કરેલું હોય છે.

પ્રશ્ન ૧૫—કલ્લાણકંદં સૂત્રમાં કયા તીર્થંકરોની સ્તુતિ છે?

ઉત્તર—શ્રી ઋષભદેવસ્વામી, શાંતિનાથ, નેમિનાથ, પાર્શ્વનાથ અને મહાવીરસ્વામી એ પાંચ તીર્થંકરોની સ્તુતિ પહેલી ગાથામાં કરેલી છે.

પ્રશ્ન—૧૬ કલ્લાણકંદં સૂત્રમાં વર્ણવેલ શ્રુતદેવતાનું વર્ણન કરો.

ઉત્તર—મોગરાનુ ફૂલ ચદ્ર ગાયનુ દૂધ અથવા બરફ જેવા સફેદ વર્ણવાળી ગૌરવર્ણી એક હાથમા કમળને ધારણ કરનારી કમળના સુખાસનવાળી તથા બીજા હાથમા પુસ્તકોને ધારણ કરનારી એવી શ્રુતદેવી-સરસ્વતી દેવી અમારા આરાધના માર્ગને નિષ્કટક અને નિર્વિઘ્ન બનાવો એવી ઇચ્છા તેમા પ્રદર્શિત કરી છે ભગવાન મહાવીર સ્વામીજીને સૌધર્મ ઇદ્રે પ્રાર્થના કરી હતી, કે આપને ઉપસર્ગો ઘણા આવનાર છે તો સહાય માટે અહીં પાસે રહુ ? આ રીતે સહાય માટે ને આરાધનામાના વિઘ્નો દૂર કરવાનો દેવોનો ધર્મ છે છતા આજે એક એવો મત છે કે જે આ દેવદેવીની ચોથી સ્તુતિ બોલતા નથી, તેથી તે ત્રણ થોયનો મત કહેવાય છે પણ ત્યાં તેમની અર્થ સમજણમા વ્યાકરણાદિનો બોધ નહીં હોવાથી આશય કે વિષયર્થનો અર્થ નહીં સમજતા તેમની એટલી જ ભૂલ થાય છે કે, આ ચોથી સ્તુતિ બોલવામા ૪–૫ કે છઠ્ઠા ગુણઠાણાવાળા મનુષ્યોથી ચોથા ગુણઠાણાવાળા દેવ દેવીને નમસ્કાર થતો જ નથી માત્ર યાદ જ કરે છે વ્યાકરણનો બોધ હોય તો તુરત તેનો ભાવાર્થ સમજી શકાય તેમ છે કે અમુક દેવ દેવી અમને ધર્મમા સહાય કરો અથવા ધર્મ કરતા અમને કોઇ વિઘ્ન આવે તો તે વિઘ્નને દૂર કરો આખી માગણીમા કાઇ નમસ્કાર આવતો નથી દુર્લભ મનુષ્ય ગતિ મળ્યા પછી માનવ પળને સાધના માટે અધિષ્ઠાતા દેવ કે દેવી પાસે ધર્મ આરાધવામા સહાય માગવામા આવે તો તેમા અનુચિત શુ છે ?

પ્રશ્ન ૧૭—કલ્લાણકંદની થોય ક્યારે બોલાય છે ?

ઉત્તર—આ થોય હમેશ સવારે રાઇય પ્રતિક્રમણમા દેવવદન કરાય છે તેમા નિયમિત બોલાય છે તથા પાક્ષિક ચોમાસી કે સવ ત્સરિક મોટા પ્રતિક્રમણને આગને દિવસે કે સાધુ સાધ્વીજી મહા રાજના વિહારના દિવસે માગલિક પ્રતિક્રમણ કરે ત્યારે દૈવસિક પ્રતિક્રમણના અવસરે તો આ સ્તુતિ ખાસ બોલવાનો વિધિ છે

પ્રશ્ન ૧૮—સંસારદાવા સૂત્ર કોનું રચેલું છે ?

ઉત્તર—૧૪૪૪ ગ્રંથોના રચયિતા મહાન ઉપકારી આચાર્ય ભગવંત શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજનું રચેલું આ સૂત્ર છે તે સંસ્કૃત તથા પ્રાકૃત એમ બન્ને ભાષાના એકસરખા રૂપથી રચાએલ છે આ સ્તુતિમાં એક મહત્ત્વ એ છે કે તેમાં એક પણ જોડાક્ષર નથી આવી કૃતિ-કવિતા બહુ ક્વચિત જ મળે છે આ સૂત્રની ઉત્પત્તિનો ટૂંક ઇતિહાસ આ પ્રમાણે છે

એક વિદ્વાન બ્રાહ્મણ રસ્તામાં ચાલ્યા જતા હતા તેમને પોતાની વિદ્યાનું એટલું ગૌરવ હતું કે કોઈ કાવ્ય કે કોઇ પંક્તિ દુનિયામાં એવી હોવી જોઇએ નહીં કે જેનો અર્થ તે બેસાડી શકે નહીં હવે એક ઉપાશ્રયમાં સાધ્વીજી મહારાજ બ્હેનનું પુનરાવર્તન કરવા રૂપ સ્વાધ્યાય કરી રહ્યા હતા, તેમાં આવશ્યકનિર્યુક્તિની ૧૪ પૂર્વધર શ્રી ભદ્રબાહુ સ્વામીજી મહારાજની રચેલી એક ગાથા બોલતા હતા—"ચક્કી દુચક્કી" એ ગાથા સાભળીના અર્થ સમજાયો નહીં થોડી વાર ઘણા વિચાર મંથન કર્યું, પણ સફળ ન થવા પૂજ્ય સાધ્વીજી મહારાજ પાસે ગયા તેમણે ગુરુ મહારાજની ભલામણ કરી ત્યાં ગયા કહ્યું કે-આ અર્થ મને સમજાયો નહીં, એટલે મારો નિર્ધાર છે કે મારા કરતા અધિક જ્ઞાની મળે તો તેના શિષ્ય થવું ત્યાં દીક્ષા લીધી સમય થતા મહાજ્ઞાની થયા તેમનું પ્રખ્યાત નામ યાકિનીમહત્તરાસૂનુ શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજ !

તેમના સંસારી ભાણેજ હંસ ને પરમહંસે તેમની પાસે દીક્ષા લીધી કહેવાય છે કે ગુરુ મહારાજની અનુજ્ઞા મેળવ્યા વગર આ બેઉ બૌદ્ધોના મઠમાં દૂર દેશમાં બૌદ્ધદર્શન ભણવા ગયા જૈન છે એમ ધીમે ધીમે ખબર પડી. કોઈ સાથે યુદ્ધ ને ઝગડો થતા એકનું મૃત્યુ થયું બીજાએ ભાગી આવી ગુરુ મહારાજને વૃત્તાતનું પ્રતિપા ન કર્યું ત્યાર બાદ આઘાત થવાથી પ્રાણ ગયા બને વહાલા શિષ્યોના આવી રીતે પ્રાણ જવાથી શ્રી

હરિભદ્રસૂરિજી મહારાજે બૌદ્ધો સાથે વાદ આરંભ્યો, અને એ વાદમાં ૧૪૪૪ બૌદ્ધોને હરાવ્યા વાદની શરત એવી હતી, કે જે હારે તેણે કકડના તેલના કડાયામાં પડી મૃત્યુને સ્વીકારવું યાકિનીમહત્તરા નામના સાધ્વીજી મહારાજને આ વાતની ખબર પડી ને આચાર્ય મહારાજ પાસે આલોચનાના બાને ગયા અલી હિસાનુ પ્રાયશ્ચિત શુ ? એમ પૂછતા સૂરિજી સમજી ગયા કે આ કાર્ય પાપનુ થઈ રહ્યુ છે બૌદ્ધોને જીવિતદાન આપ્યુ ગુરુ મહારાજ પાસે આ મારવાના સંકલ્પનુ પ્રાયશ્ચિત્ત માગ્યુ "૧૪૪૪ ગ્રંથ બનાવો' એવો આદેશ ગુરુમહારાજનો મળ્યો ૧૪૪૦ ગ્રંથો ભવિષ્યના વારસા માટે રચાઈ ગયા ચાર બાકી રહ્યા આયુષ્ય પૂર્ણ થવાનો સમય આવી લાગ્યો ચાર ગ્રંથને બદલે આ સંસારદાવાની ચાર થોયો આરંભી. 'ઝંકારા' શબ્દ સુધી રચના થઈ અને સ્વર્ગે ગયા શાસનદેવીની પ્રેરણાથી શ્રી સકલ સંઘે એ ચોથી ગાથા સાથે પૂરી કરી આથી ઝંકારા પછીથી સકલ સંઘમાં સાથે બોલવાની પ્રથા છે ઉપરના બે શિષ્યોના વિરહ પછી આ બધા ગ્રંથો રચાયા છે તે માટે ધુરંધર આચાર્યશ્રી દરેક ગ્રંથની છેવટે પોતાનુ પ્રગટ નામ મૂકતા નથી, પણ (બે શિષ્યોના) વિરહ શબ્દને અંકિત કરે છે

**પ્રશ્ન ૧૯—** સંસારદાવા નો ભાવાર્થ કહો.

**ઉત્તર—**તેની પહેલી ગાથામાં પ્રભુ શ્રી મહાવીરની સ્તુતિ છે બાકીની ગાથાઓમાં અનુક્રમે સર્વ જિન જિનાગમ અને શાસનદેવીની સ્તુતિઓ છે

**પ્રશ્ન ૨૦—**સંસારદાવા ક્યારે બોલાય ?

**ઉત્તર—**અષ્ટમીને દિવસે પ્રતિક્રમણમાં થોય તરીકે આ સ્તુતિ બોલાય છે પાક્ષિક વિગેરે મોટા પ્રતિક્રમણોમાં સજ્ઝાય તરીકે તે બોલાય છે સ્ત્રીઓ પ્રતિક્રમણમાં 'નમોઽર્હત્ તથા 'વિશાલલોચન'ને બદલે આ સૂત્ર બોલે છે

પ્રશ્ન ૨૧—ચૈત્યવંદન કરવા માટે આવો ક્રમ અને આવી વિધિઓ કેમ ?

ઉત્તર—વૈદ્યનું ઔષધ લેવામાં પણ જ્યારે પરેજી પાળવાની હોય છે સમયે સમયે ગાડીઓ ઉપડે છે, તે તે સમયે બેંકો ખુલે છે બંધ થાય છે રસોઈ કરવામાં પણ ક્રમસર કાર્યવિધિ હોય છે તો પછી આત્માને તરવા માટે મુક્તિપ્રાપ્તિ માટે વિધિવિધાન કેમ ન હોય ?

પ્રશ્ન ૨૨—સાક્ષાત્ તીર્થંકર ભગવાનની પૂજા કે સેવાભક્તિ કરવાની હોય કે પ્રભુની મૂર્તિની ?

ઉત્તર—વાત સાચી છે સાક્ષાત્ પ્રભુ મળે તેમાં તો ભાવવૃદ્ધિની શી ખામી હોય ? પરંતુ સાક્ષાત્ ભગવાન ન હોય ત્યારે મૂર્તિથી સંતોષ કરવો જ જોઈએ પુત્ર અમેરિકા બે વર્ષ માટે જાય, તો તેનો ફોટો જોઈ તેની સ્મૃતિ ભુલાતી નથી. ફોટાને જોઈને બેન એમજ કહે કે આ ભાઈ છે સાક્ષાત્ તીર્થંકર ભગવાન હોય તોપણ ભગવાન તો એક ગામમાં હોય તે વખતે બીજા દેશો શહેરો કે ગામોમાં અભાવ હોય જ તે સમયે પણ સાક્ષાત્ જિનેશ્વરની જેમ જિનમૂર્તિની ભક્તિ કરી ઉપાસના અને આરાધના કરવી જ રહી પ્રધાનને બદલે પ્રતિનિધિઓ કયાં કામ કરતા નથી ?

પ્રશ્ન ૨૩—ચૈત્યવંદન વખતની બીજી કયી કયી વિધિઓ છે ?

ઉત્તર—( ૧ ) પ્રભુજીના મંદિરે જતા દ્વાર આગળ ગભારામાં પેસતા તથા ચૈત્યવંદન કરતા એમ ત્રણ નિસિહિ કહેવાની વિધિ છે તેનાથી પાપવાળા સાવદ્ય વ્યાપારોનો ત્યાગ કરવામાં આવે છે ( ૨ ) પ્રભુ પ્રતિમાજીને કે મંદિરને દેખીને મસ્તકે હાથ લગાડી નમીને પ્રણામ કરવા જોઈએ ( ૩ ) શ્રી જિનેશ્વર ભગવંતના મંદિરે દર્શનાર્થે જતા દેરાસરની આજુબાજુ ત્રણ પ્રદક્ષિણા દેવાની વિધિ છે આપણી ડાબી બાજુથી એટલે ઘડી ઇળતા જેમ હાથ ફેરવાય છે તેવી રીતે

સસારના પરિભ્રમણને મટાડવા ભમતી ફરવાનું વિધાન છે આ ભ્રમણ ચાર ગતિના ભ્રમણને મટાડે છે જેમ તાવથી જીભ પર થએલી કડવાશ કડવી દવાથી મટે છે તેમ આ ભ્રમણ સસાર ભ્રમણને કાપી શકે છે સાક્ષાત્ તીર્થંકર પ્રભુ વિચરતા હોય છે ત્યારે પક્ષીઓ પણ પ્રભુજીને પ્રદક્ષિણા ફરે છે, તેવો અતિશય પ્રભુજીનો હોય છે દર્શન જ્ઞાન અને ચારિત્ર એમ આત્માના ગુણોને ખિલવવા અને એ ત્રણની આરાધના કરવા માટે ત્રણ પ્રદક્ષિણા ફરવાની હોય છે એક દર્શનની, બીજી જ્ઞાનની અને ત્રીજી ચારિત્રની એમ પણ કહેવાય

પ્રશ્ન ૨૪—પ્રભુપૂજનમા શુદ્ધિ કેટલી જોઈએ ?

ઉત્તર—પ્રભુ પ્રતિમાના પૂજનાવસરે સાત પ્રકારની શુદ્ધિ રાખવાનુ વિધાન છે મનશુદ્ધિ વચનશુદ્ધિ, કાયાની શુદ્ધિ, વસ્ત્રની શુદ્ધિ નીતિ પૂર્વકના ધનની સામગ્રી શુદ્ધ ને સ્વચ્છ ઉપકરણો અને સાતમી ભૂમિની શુદ્ધિ એટલે આજુબાજુનુ શુદ્ધ વાતાવરણ પણ અતિ જરૂરી છે આ સાત પ્રકારની શુદ્ધિ એમ બનાવે છે કે, હરિજનાદિ જ મથી ને કર્મથી અપવિત્ર છે દારુ માંસાદિના ત્યાગી નથી, તેવાઓ આશાતના કરીને મદિ ના અતિ પવિત્ર વાતાવરણને મલિન બનાવે છે ઊંચ કુળમા જન્મેનાને પણ આટલી ૭ શુદ્ધિઓ કર્યા વગર દૂર રહેવાનુ હોય છે તો પછી બીજાની વાત શી ? આત્માને શુદ્ધ બનાવવાનો છે એટલે શુદ્ધ વાતાવરણ અત્યત આવશ્યક છે જેમ મેલા-ગદા ઝુપડામાં ચિત્ત ઠરતુ નથી અને શોભિતા બગલા કે મહેલમા ધૂળની કણ જ્યા દેખાતી ન હોય તે વાતાવરણ જેમ આનદ ઉપજાવવામા કારણભૂત બને છે તેમ આત્માની ઊંચી ભાવના ટેકરીની આબોહવા લેવા જિનમદિરને અતિ પવિત્ર રાખવાનુ અહીં વિધાન છે તથા જન્મનુ સૂતક પાળવા-પળા

વવાનો હેતુ પણ આ કારણે મળવે છે અશુચિ વાતાવરણવાળો આત્મા પ્રભુ સન્મુખ જવાની યોગ્યતાવાળો ક્યાથી કહેવાય ? પ્રાણવિહીન દેહને અડ્યા હોય, તેને માટેના પણ સૂતકવિધાન અથવા રિવાજમા આવા કારણો કેમ ન હોય ? કોઈ અપવાદને છોડીને સર્વ સામા ય આ રિવાજોમા આવા હેતુઓ પણ કેમ ન સભવે ? ગૃહસ્થીઓની પૂજાનિષેધની આવી પ્રથાઓમા આવા અનેક હેતુઓ હોઇ શકે છે આવી વ્યવસ્થા ન હોય તો અશુચિના સ્થાનમા કોઈ ભણવા બેસે તો તે પણ ચલાવી લેવુ પડે અથવા અશુચિવાળી કાયાવાળો કે અશુદ્ધ કપડાવાળો ભણવા કે પૂજા કરવા જાય તેને શુ ના ન્હી શકાય નહીં ? આશાતના ટાળવા માટે આવો નિષેધ કરવામા પાપ લાગે છે એમ કોણ કહી શકે છે ? શરીરમાથી રસી ઝરતી હોય તો પૂજા ન કરવાની સલાહ આપનારને શુ પાપ લાગતુ હશે ?

પ્રશ્ન ૨૫—દ્રવ્યપૂજા શુ અને ભાવપૂજા શુ ?

ઉત્તર—(૧) દ્રવ્યપૂજા બે પ્રકારની હોય છે પહેલી અગપૂજામા પ્રતિમાજીને પ્રક્ષાલ વિલેપન, આભૂષણ આગી રચવી પુષ્પ હાર ચડાવવા વિગેરે આવે છે આ પૂજાના સમયે ભગવાનની કેવળજ્ઞાન પહેલાની છદ્મસ્થાવસ્થાને યાદ કરવાની હોય છે આ અવસ્થાના ત્રણ વિભાગ થઈ શકે છે પખાલપૂજા એ મેરુપર્વતના જ મોત્સવને યાદ કરાવે છે કેસર ચદન, પુષ્પાદિની પૂજા વખતે તથા અલકારાદિ પહેરાવતા રાજ્યાવસ્થા ભાવવાની હોય છે કે રાજપાટોનો પણ એ પ્રભુએ અસ્થિર જાણીને ત્યાગ કર્યો તથા ત્રીજી શ્રમણ અવસ્થા દિવ્ય કેવળજ્ઞાનની પૂર્વેની જાણવી બીજી દ્રવ્યપૂજામાં ધૂપ દીપ ફળ નૈવેદ્ય તથા આરતી મગળ દીવા વિગેરેનો સમાવેશ થાય છે આઠ પ્રાતિહાર્ય વિગેરેવાળા પચતીર્થિક અથવા પરિકરયુક્ત અરિહત ભગવાનના બિંબના દર્શન કરી પ્રભુની કેવળીપણાની અષ્ટ પ્રાતિહાર્યયુક્ત ભાવ તીર્થંકર દેવાધિદેવની ભાવના ભાવવાની હોય છે

( ૨ ) હવે ભાવપૂજામા સસ્કૃત, માગધી કે ગુજરાતી કાવ્યોથી ભાવપૂરક સ્તુતિ ગીતગાન વાજિત્રાદિ સાથે સ્તવનો વિગેરે ગાવુ કે પૂજા ભણાવવી વિગેરે ગણી શકાય અથવા કરણ કરાવણ ને અનુમોદનથી ભાવશુદ્ધિ કરવી તે પણ તેનુ અગ ગણાય વીતરાગ જિનેશ્વર દેવની પ્રતિમાજીને પર્યકાસને કે કાઉસગ્ગ મુદ્રામા નિહાળી પ્રભુજીની નિરજન સ્વરૂપ સિદ્ધ-અવસ્થાને ભાવવાની હોય છે કારણ કે કોઇ પ્રભુ પર્યકાસને મુક્તિ જાય છે, અથવા કોઈ કાઉસગ્ગાવસ્થામા જાય છે અને લોકાતે સિદ્ધશિલાની ઉપર આપણાથી સાત રાજ ઊંચે શુદ્ધ ચૈતન્ય સ્વરૂપમા તે વિશુદ્ધ ને નિર્મળ આત્માઓ યોનિરૂપ અવગાહનાએ રહેતા છે આ ઊંચી અવસ્થાને યાદ કરવા માટે પણ આ જિનબિબ જેવુ કોઇ અવલબન આ દુનિયામા છે નહીં કારણ કે દરેક સસારી આત્મા નિમિત્તવાસી છે તીર્થ કર દેવ અત્યારે નથી, છતા જિનબિબના નિમિત્તથી આટલી અવસ્થાઓ દ્વારા તે બધા પ્રભુના ઉપકારને નજરપથમા લાવી પુદ્ગલસગથી વિમુખ બની અધ્યાત્મના ચેત ર ગથી રગાઇ શકાય છે આવા અવલબન વિનાના સ્થાનકવાસી કે તેરાપથાદિ મતાનુયાયીઓ કેવી રીતે મુક્તિ સાધી શકે?

દ્રવ્યપૂજા પછી ભાવપૂજાનુ આ રીતે વિધાન છે દ્રવ્યપૂજા ભાવવૃદ્ધિનુ સાધન છે તે આનાથી સ્પષ્ટ સમજાય તેવુ છે દ્રવ્યપૂજાનો ત્યાગ સાધુ-સાધ્વીજી મહારાજાને હોય છે, એટલે તેમને માટે માત્ર ભાવપૂજા જ કરવાની બાકી રહે છે આ વસ્તુને મરડીને પ્રતિમા વિરોધી સમુદાય તરફથી એવુ પ્રચારવામાં આવે છે કે શ્રાવકવર્ગ પણ દ્રવ્યપૂજા ન કરે શ્રાવક-શ્રાવિકાને તો તરવા માટે જ સાધનરૂપ છે તેનો રોધ કરવાથી મુક્તિપથથી વિમુખ કરવા જેવુ બને છે તેથી સિદ્ધ થાય છે કે શ્રાવક-શ્રાવિકાવર્ગ માટે દ્રવ્યપૂજા અને ભાવપૂજા એમ બેઉ પૂજાઓ આવશ્યક છે બેમાથી એક પણ ઓછી થાય

તો તે ચનાવી લેવાય નહીં જેમ ધન હોય તો ખાદ્ય વસ્તુ મકાન વિગેરે સમૃદ્ધિ ઊભી થઈ શકે છે તેમ દ્રવ્યપૂજાવાળાનુ ધ્યેય પણ સિદ્ધાત્માની જેમ નિર્મળ બનવાનુ જ હોય છે ને તે આત્મા સાધ્યને આ પ્રમાણે સિદ્ધ કરી શકે છે

જેમ લીમીટેડ કપનીના સભ્ય તરીકે જેણે રાજીનામુ આપ્યુ હોય તેવાઓ બહાર રહીને સલાહ આપવાનુ જ કામ કરી શકે પણ સભ્ય તરીકેનો તેમનો અવાજ હોઈ શકતો નથી સભ્યનો અવાજ હોઈ શકે છે કામમા સક્રિય ભાગ લઈ શકે છે તેમ સાધુ-મુનિરાજો દ્રવ્યપૂજામા ભાગ લઇ શકતા નથી કારણ સસાર-કપનીમાથી કરેમિ ભતે સૂત્ર ઉચ્ચારીને તેઓએ રાજીનામુ આપ્યુ છે ને તે જ કારણથી તથા પૈસો-ટકો નહીં રાખતા હોવાથી મુનિરાજોને પૂજા આરતિ વિગેરેની ઘીની બોલીમા પાચ મણ કે સાત મણની બોલી બોલવાની હોતી નથી સસારના કાર્યોથી તેઓ પર છે જ્યારે ગૃહસ્થીઓ ઘરમા ઘી રાખે છે, ખાય છે તેથી દેરે તેમને દીપકમા ઘી આપવાનુ કે પૂરવાનુ હોય છે પૈસા ખિસ્સામા રાખે છે માટે દેવદ્રવ્યાદિમા વૃદ્ધિ કરવા દ્રવ્યનુ દાન આપવાનુ તેમને માટે આવશ્યક છે ગૃહસ્થી પોતે સ્નાન કરે છે તો પછી પ્રભુપ્રતિમાનુ પ્રક્ષાલનાદિ કેમ ન કરે? દ્રવ્યપૂજા વિના ગૃહસ્થીવગનો ઉદ્ધાર જ કેમ થઈ શકે? પરિગ્રહમા ડૂબેલી દુનિયાને દ્રવ્યપૂજા અત્યત આવશ્યક કેમ નથી?

પ્રશ્ન ૨૬—શુ પ્રભુપૂજા અત્યત આવશ્યક છે?

ઉત્તર—દુનિયામા મકાન કે જમીનની કિમત આપવાનો રિવાજ છે કપડાની પણ કિમત પડે છે આ બધી જ જડ ચીજો નથી તો શુ છે? પ્રભુપ્રતિમા પાષાણની છે અથવા જડ છે એમ કહી જેઓ પ્રતિમાથી વિરોધી વાતાવરણ ફેલાવે છે તે કેટલા ઉ માગે ગએલા છે તે આ બીનાઓથી સમજાશે તે મતાનુ

યાત્રીઓનો પથ તો હજી હમણા જ એટલે કે છેલ્લા બે કે ત્રણ સૈકામા જ શરૂ થયો છે તેમને સમજવા માટે એક જ વાત પૂરતી છે તે એ કે આજે જૂનુ ખોદકામ કરતા પ્રાચીન નગરીઓ જમીનમા કાળાન્તરે દટાઇ ગએલી, ત્યાના મંદિરોમાથી કે અન્ય પ્રાચીન સંવતના શિલાલેખો સહિત અદ્ભુત અપૂર્વ શાંતરસને ઝરતી આહ્લાદક પ્રતિમાજીઓ મળી આવે છે તે એ જ બતાવે છે કે, આ નવા મતો તુચ્છ બુદ્ધિ વિનાના અને કિંમત વિનાના છે તથા મુક્તિપથથી વિમુખ બનાવનારા છે પ્રતિમા તો આગમસૂત્રોમા પણ સિદ્ધ છે

આબૂજી, કુભારીયાજી, તારંગાજી તથા રાણકપુરજી શ્રી શત્રુંજય કે મોતીશા શેઠની ટૂંક વિગેરે તીર્થોની શોભા જે પ્રભુપ્રતિમાજીને જ આભારી છે ત્યાના તે દેવમંદિરો પાછળ ક્રોડો સોનૈયા ખર્ચનારા શુ મૂર્ખ હતા ? ભાવ તીર્થ કરના અભાવમા સ્થાપના જિનનુ અનન્યન અમોઘ આધાર છે મહારાજા સંપ્રતિએ સવા ક્રોડ જિનબિંબોને ભરાવ્યા ને સવા લાખ જિન મંદિરો બંધાવ્યા તે આજે જુગજૂની ઐતિહાસની વાતોને ખોટી પાડવા કોણ સમર્થ છે ? પ્રભુ મૂર્તિ છે તો મંદિર શોભે છે, ને તેની સંમુખ ચૈત્યવંદન કરાય છે જડ ચીજોનુ શુ તેવાઓ દુનિયામાં આલંબન લેતા જ નથી ? ઔષધ રોગને દૂર કરે છે તે જડ છે અન્ન પુષ્ટિ આપે છે તેય જડ છે ને સાભળેલા શબ્દોથી સુખ–દુખ થાય તે શબ્દો કયા ચેતન છે ? તાર–કાગળમા લખેલા શબ્દો પણ ખેદ કે આનંદ ઉપજાવે છે તે શુ છે ? તારમાં ખબર આવે કે પદર હજારની કમાણી થઇ છે, તેટલુ વાચી વાતાવરણ કેમ બદલાઇ જાય છે ? આટલા જડ અક્ષરોએ આત્માને કેટલો આનંદ આપ્યો ? હીરાની વીંટી કે હીરાનો હાર પહેરી માણસ મલકાય છે શા માટે ? ચલણની નોટ જડ છે કે ચેતન ? શરીરને કહો, પુસ્તકને કહો અથવા

માળાના મણુકા એ બધું ક્યાં જડ નથી ? જડ પણ પૂજ્ય ન જ બની શકે તેવું કયા સજ્જન કહી શકશે ?

એકલા ચેતનને જ માનવું હોય તો તે તો અરૂપી છે તે અરૂપીની સેવા કેમ કરી શકાશે ? ફોનોગ્રાફ અને રેડિયોના શબ્દો તે કેમ સાંભળતા હશે ? આજની દુનિયામાં સ્થાપનાને કયો ધર્મ માનતો નથી ? અવાંતર રૂપે પણ સ્થાપનાને તે માનતા હોય છે તેવું આજના જમાનામાં સિદ્ધ કરવાનું કાંઈ મુશ્કેલ નથી વીતરાગની જેમ પ્રભુમૂર્તિને પૂજ્ય તરીકે નહીં સ્વીકારનારા શું ફોટા નહીં પડાવતા હોય ? દાદા ને પરદાદાના ફોટાને જોઈને શું તેમને તે વડવાઓ યાદ નહીં આવતા હોય ? તો પછી જિનમૂર્તિના દર્શનથી નિરાગી સિદ્ધ પરમાત્મા કેમ સ્મૃતિપથમાં ન આવે ? ચિંતામણિ રત્ન વાંછિત આપે તે રત્ન શું જડ નથી ? જડ કર્મો સંસારી આત્માઓને નાચ નચાવી રહ્યા છે, અને ઘડીમાં કૂતરો તો ઘડીમાં કીડો બનાવે છે, તે કર્મો ક્યાં ચેતન છે ? સિદ્ધ ભગવંતો પણ અગાઉ જણાવ્યા પ્રમાણે જ્યોતિરૂપ અવગાહનામાં રહ્યા છે તો આકૃતિ કેમ ખટકતી હશે એ સમજવું મુશ્કેલ બને છે ભાવ તીર્થંકરો જડ એવા સમોસરણમાં ક્યાં બેસતા નથી ? મૂર્તિ તો જડ આલંબનમાં અત્યુત્તમ અને અનુપમ છે ચેતનના ચૈતન્યમય સિદ્ધ પ્રભુનું ધ્યાન કરવાનું છે એ વાત સાચી છે પણ ધ્યાન કોણ કરશે ? સંજ્ઞી ન હોય તેવા આત્માઓ ક્યાં ધ્યાન કરવાના છે ? સંજ્ઞી મનવાળો આત્મા જડ શરીરવાળો જ હોય છે ચક્ષુ ક્યાં ચેતન છે ? ધ્યાન કરતાં ચક્ષુ અરૂપીને ક્યાં દેખી શકે છે ? ધ્યાન કરવા અરૂપીની સ્થાપના મૂર્તિના આકારે ચક્ષુને જોવા જરૂર પડે જ

વીતરાગ જિનેશ્વર દેવના મંદિરે જવાનું મન કરે તો એક ઉપવાસ જેટલો લાભ થાય ઉઠતાં એક છઠનો લાભ થાય માર્ગે જતાં જતાં ઊંચી ભાવના ભાવનારને પાંચ ઉપવાસનો પુણ્યબંધ

કરાવે છે, અડધા માર્ગે જાય તેટલામાં તો ૫૬ર ઉપવાસ જેટલાં કર્મ નિર્જરા થાય છે પ્રભુ મંદિર નિરખતાં તો શાસ્ત્રમાં એક માસના ઉપવાસ બરોબર લાભ કહ્યો છે પ્રભુની પાસે જતા તો ૭ મહિનાના ઉપવાસનુ ફળ પ્રાપ્ત થાય છે મંદિરના બારણા આગળ આવી પ્રણામ કરતા એક વર્ષના તપ જેવુ ફળ મળે ભવભ્રમણ મટાડના ફરતી પ્રદક્ષિણા સમયે એકસો (૧૦૦ વર્ષ જેટલુ ફળ આપે અને ગભારા આગળ જઈ સાક્ષાત જિનદર્શન કરવાથી જે ખુશી આનંદ અને આહ્લાદ થાય તે પુણ્યફળ એક હજાર વર્ષના ઉપવાસ સરખુ થાય છે આગળ વધતા વધતાં ફૂલની માળા પહેરાવતા, અષ્ટપ્રકારી પૂજન કરતા અને સ્તુતિ કરતા સ્તવન ગાતાં ગીતગાન કરતા તો અપાર ફળ આપનાર બને છે દુર્લભ માનવ ભવ મળવા પછી જૈન કુળમાં અવતર્યા પછી અને આવા તીર્થો મંદિરો અને અનુપમ મૂર્તિ અપૂર્વ સામગ્રી મળ્યા પછી આવી તારક મૂર્તિનો વિરોધ જન એ કેટલા ઘોર પાપનો ઉદય ગણાય? આવા પ્રભુજીની દ્રવ્યપૂજા અને ભાવપૂજાનુ વિધાન શાસ્ત્રોમા કહેલુ છે વડીલને અધિ કારીને કે શેઠને નમીને કે સનામ ભરીને આ જમાનામાં પ રહેવુ પડે છે તો આ જિનેશ્વર ભગવાનો તારનાર છે, તે પૂજા મુક્તિ સંગત જ છે

પ્રશ્ન ૨૭—પ્રભુ પાસે જવાથી ભાવ વધે જ તેનુ કેમ કહી શકાય?

ઉત્તર—એક તો સસારનુ બધુ જ ભૂલી જવુ જોઈએ બીજુ જે ન્યાયાધીશને મન વાદી-પ્રતિવાદી સમાન હોય છે છતાં તે પાસે અરજી કરાય છે તેમ આ વીતરાગો પ્રતિષ્ઠિત બિંબ પા રાગ-દ્વેષની વિટંબણાથી મુક્ત થવા વિનતિ કરવી જોઈએ સવિસ્તર જય વીયરાયની પ્રાથનામા કહી ગયા તેમ સમજ અને ત્રીજુ એ કે પ્રભુ સંમુખ સિવાયની બધી દિશામા નિરીક્ષણ બંધ કરીને પ્રભુ પ્રત્યે ચિત્ત કેરવુ જોઇએ ધ

શરીર ઇંદ્રિયો આ બધા પ્રત્યેનો મમત્વ ભાવ ઘટ્યો હોય ને આમ રોજ જો સાચા નિખાલસભાવે તરવા જવાય તો ભાવના જરૂર વધે ને આત્મા દિનપ્રતિદિન નિર્મળ બનતો જાય

પ્રશ્ન ૨૮—સ્તુતિ કયી કરવી ?

ઉત્તર—પ્રભુ સન્મુખ સ્તુતિ તો મુક્તિ માટે કરવાની હોય છે હવે આપણને નવી સ્તુતિ શ્લોક કે કાવ્યની રચના કરતા આવડે નહીં, એટલે પૂર્વના મહર્ષિઓએ કરેલી સ્તુતિ ગોખીને તેની તે જ બોલવાનો આજે બધે રિવાજ થઇ ગયો છે અથવા પૂર્વના ઉપકારીઓ એ માટે રચી ગયા કે સ્તુતિમાં શું સ્તવવું તે બોલતા ન આવડતું હોય તે આ પ્રમાણે બોલશે બોલતા બોલતા અર્થનો વિચાર કરશે અને આત્મભાવનાને સુધારશે. પરંતુ આજે મોટો ભાગ એવો મળશે કે નમુત્થુણં જેવું શક્રેન્દ્રનું જિનજન્મ સમયે ઉચ્ચારાએલું સૂત્ર મોંઢે કરીને મુખપાઠ બોલી જાય છે તેના અર્થનો કદી વિચાર કરતા નથી જો મનુષ્યો બજારમાં માલ ખરીદતા કે હિસાબ મળવતા કે પૈસાની લેવડ-દેવડ કરતી વખતે વિચારપૂર્વક બોલે છે કામ કરે છે ને પૈસાની આપલે કરે છે ત્યારે પ્રભુનું આવું સૂત્ર કે બીજું બધું તે જ આત્મા હંમેશા અર્થની વિચારણા કર્યા વગર પોપટ જેમ નિત્ય વિધિમાં સૂત્રો બોલી જાય છે પુરુષો ઘરે કે દુકાને અથવા સ્ત્રીઓ રસોડે કે સાસરે ગયા પછી કદી વિચાર પણ કરતા નથી કે પ્રભુ પાસે સ્તુતિમાં શી શી માગણી કરી હતી ! આવી ભાવશૂન્ય દ્રવ્ય ક્રિયાઓ લૂણ વિનાના ધાન્ય જેવી બની જાય છે દ્રવ્ય ક્રિયાઓ આવી હંમેશ જેની થયા કરે તે ધીમે ધીમે ક્રિયાજડ બની જાય તેમાં નવાઇ શી ? એવા કારણોથી સ્તુતિ શુદ્ધ અર્થની વિચારણા પૂર્વકની અને પ્રતિમાજીના આલંબનપૂર્વકની કરવાનું વિધાન છે

પ્રશ્ન ૨૯—ચૈત્યવંદન ક્યાં અને કયી રીતે થાય ?

ઉત્તર—ખાસ કરીને પ્રભુપ્રતિમાથી ઓછામા ઓછા નવ હાથ દૂર રહેવુ જ જોઇએ પૂજનાર્થે ગભારામા જો જવુ હોય તો મુખવાસાદિનો પ્રબંધ તો હોવો જ જોઇએ શ્વાસોશ્વાસાદિથી પ્રભુની આશાતના થવાથી પાપકર્મનો બંધ વજવા માટે આ વિધિ છે રાજા-મહારાજા જેવા કે મોટા અધિકારીની એકદમ નજીક જવુ જેમ અનુચિત ગણાય છે તેમ અહીં પણ દૂરથી સ્તુતિ વિગેરે પ્રાયવાનુ કથન છે હવે આ સ્તુતિ કરનાર કે ચૈત્યવંદન કરનાર જો પુરુષ હોય તો પ્રતિમાજીની જમણી બાજુ અને સ્ત્રી હોય તો શ્રી જિનેશ્વર ભગવતની ડાબી બાજુ ઊભા રહી કે બેસીને કરે તેવુ વિધાન છે તેમા મન વચન ને કાયા એ ત્રણેયની એકાગ્રતા રાખવાની આવશ્યકતા છે પુરુષ અને સ્ત્રીની જેમ પ્રભુજીની જમણી બાજુ દીપક અને ડાબી બાજુ ધૂપધાનુ રાખવાની વિધિ પણ છે

પ્રશ્ન ૩૦—શ્રી જિનેશ્વર ભગવતના મુગટ ઉપર ત્રણ છત્રો રખાય છે તે કેવા હોવા જોઇએ ?

ઉત્તર—પ્રભુને જ્યારે કેવળજ્ઞાન થાય ત્યારે ભાવથી અરિહંત થયા કહેવાય ત્યાર પછી સમોસરણમા બેસીને દેશના દેવા શરૂ કરે ત્યારથી પરોપકારનો ઝરો વહેવરાવનાર તીર્થંકર નામકર્મનો ખરો ઉદય થયો કહેવાય તે સમયે પ્રભુ ચાર બાજુથી ચતુ મુખથી દેશના આપે પૂર્વ દિશા તરફ પોતે બેસે ને ત્રણ બાજુ તેવા જ રૂપો દેવો પ્રભુ જેવા જ આકૃતિથી બનાવે તે કોઇને ખબર ન પડે તે ચારે બાજુ પ્રભુજીના મસ્તક ઉપર ત્રણ ત્રણ છત્રો દેવોના ગોઠવેલા હોય છે તેમાં ક્રમ આ પ્રમાણે હોવો જોઇએ ઉપર સૌથી નાનુ, વચ્ચે તો મધ્યમ જ હોય અને નીચે સૌથી મોટુ હોવુ જોઇએ આ માટે ખાત્રી કે પુરાવો જેને જોઇએ તેમણે તીર્થાધિરાજ

શ્રી શત્રુજય ગિરિરાજ પર વિરાજમાન શ્રી આદિનાથ દાદાની ઉપર પરિકરમા ૩ છત્ર આ ક્રમ પ્રમાણે જ છે તે જોઈ લેવા વધારામા ધાતુના પચ તીર્થિક જે પ્રતિમાઓ હોય છે તેમા પણ પ્રભુજીની ઉપર છત્રોનો આકાર આ જ ક્રમથી જોવામા આવે છે

પ્રશ્ન ૩૧—પૂજન માટે કેસર જરૂરી ખરૂ ?

ઉત્તર—કુકુમ ચદન-તથા કેસર ચદન એવા પાઠો અનેક મળે છે એટલે એકલી સુખડ શા કામની ? અલબત્ત કેસર શુદ્ધ શોધી લાવવુ એ ફરજ ખરી પરતુ કેસર એ તો પૂજાની એક જોડતી સામગ્રી છે

પ્રશ્ન ૩૨—સ્તુતિની રચનામા શુ આવે ?

ઉત્તર—વેપારી ને વેપારી વાત કરે તેમા ભલે સ્વાર્થનુ મહત્વ હોય પરતુ શ્રી જિનેશ્વર દેવ જેવાની સાથે વાત કરીએ તે નિ સ્વાર્થ રીતે નિ સ્પૃહતાપૂર્વક ને મુક્તિની કામનાથી થએલી હોવી જોઇએ તારક ભગવત પાસે જ મમરણાદિ દુખોની વાત કરવી જોઇએ બોલતા કે તેવી માગણી દ્વારા પ્રાર્થના કરતા ન આવડે એ માટે વિદ્વાનોની કૃતિ ગોખીને બોલવાનો રિવાજ પડ્યો છે બાકી તો ગાડા ઘેલા પણ અતરના ભાવવાળા શબ્દો જ સારુ ફલ આપવા સમર્થ બને છે વિદ્વાનની કૃતિ બોલાય ને તેનો અર્થ કે ભાવ ન આવડે અથવા તે ગહન અર્થ જાણવાની ચિતા ય કદી ન કરી હોય તે અમૃત ક્રિયારૂપ નિવડતી નથી. વેપાર પોતાના પૈસાથી પણ થાય ને વ્યાજે પારકા લાવીને પણ થાય તેમ ત્યાગીઓની કૃતિ ગોખીને પણ બોલાય. હવે કેવી કૃતિ બોલાય તે પણ વિચારવા જેવુ છે ભક્તિના પ્રકર્ષથી નીકળેલા તે ઉદ્ગાર પ્રભુ પ્રત્યે બહુમાન પેદા કરનાર બને તો તે કૃતિની કિમત થઈ જાય એટલે એવુ શાસ્ત્રોમા વિધાન છે કે ઉત્તમ એવા ગહન અર્થવાળી કૃતિવાળી સ્તુતિથી પ્રભુ પાસે પ્રાર્થના

કરવી એટલે બોલતા બોલતા કે ગાતા ગાતા ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યની ભાવનાઓ પ્રફુલ્લિત થવી જોઇએ જલ સિંચન થાય ને છોડ ઝાડ કે અન્ય વનસ્પતિ જેમ વિકસ્વર થાય તેમ આ બોલવાથી ભક્તિ વિગેરેમાં વૃદ્ધિ થવી જોઇએ

પ્રશ્ન ૩૩—નવકાર એ સ્તુતિ જ કહેવાયને ?

ઉત્તર—નવકાર મંત્રમા પાચ પરમેષ્ઠીને નમસ્કાર છે એ નમસ્કૃતિને સ્તુતિ ગણવામા કાંઈ વાધો નથી આખો નવકાર અડસઠ અક્ષરનો સંપૂર્ણ ગણાય છે એકના પાચ પદનો નવકાર અધૂરો ગણાય છે શ્રી મહાનિશીથ નામના મહાન આગમ સૂત્રમા પણ તે માટેની સ્પષ્ટતા છે કે પ્રથમના પાચ પદના ૩૫ અક્ષર તથા ચૂલિકા પદોના તેત્રીસ અક્ષરો એમ બેઉના મળી (૬૮) અડસઠ અક્ષરનો નવકાર મહામંત્ર સંપૂર્ણ સ્તુતિરૂપ ગણાય ૧૪ પૂર્વ ધર શ્રી ભદ્રબાહુસ્વામીજી મહારાજે નવકાર૦ પ નામના ગ્રંથમા પણ જણાવ્યુ છે કે, નવકારના અડસઠમાથી એક પણ ઓછો અક્ષર જો બોલાય તો તે ન્યૂનતા ગણાય છે, ને તે જ્ઞાનની અતિચાર લાગવાથી આશાતનાના ભાગી ર બને છે માટે એક અક્ષર પણ ઓછો કે ન્યૂન બોલાય નહીં

પ્રશ્ન ૩૪—ચૈત્યસ્તવ-અરિહંત ચેઇઆણં સૂત્રમા વિશેષ શું છે ?

ઉત્તર—જે અરિહંત ભગવાનની સ્તવના કરી તેમને શુદ્ધ તારક દેવ તરીકે તેમા સ્વીકારવામા આવેલ છે પ્રભુને વાંદવા માટે કાઉસગ્ગ છે શ્રદ્ધા વિના ક્રિયા નિષ્ફળ જાય માટે શ્રદ્ધાપૂર્વક આ વંદના ને કાઉસગ્ગ કરાય છે તથા આગાર રાખ્યા વિના આપણે સં તર નિરતિચારપણે કાઉસગ્ગ કરી શકતા નથી, માટે ભગવંતની પણ પચ્ચખ્ખાણ અભિગ્રહાદિમા આગારો રાખવાની આજ્ઞા છે, તેથી આગારપૂર્વક કાઉસગ્ગ કરાય છે તે તથા કાઉસગ્ગ કયા

સુધી તે અમુક અવધિ અને મર્યાદા સુધીનો કાઉસગ્ગ કરાય છે, આટલુ સ્પષ્ટીકરણ તેમા જણાવ્યુ છે જેઓ એમ કહે છે કે, આજે પણ વિશુદ્ધ ને નિરતિચાર આગાર વિનાનુ જ ચારિત્ર, પચ્ચખ્ખાણ કે કાઉસગ્ગ હોય તો જ અમે માનીએ તેઓ ભીંત ભૂલેલા જ ગણાય કોઇ વ્રત કે પ્રતિજ્ઞા લેતા પહેલા આગારની વિચારણા કરવી કે આગાર સહિત અભિગ્રહ લેવો તેને શિથિલતા કહી શકાય નહીં શક્તિ ગોપવે તો જેમ દોષ ગણાય છે તેમ શક્તિ ઉપરાંત કરી આગળની આરાધના જો અટકતી હોય તો વ્રત કે તપ કરતા આગાર રાખવો પણ પડે અશક્તિના કારણે આગાર રાખે તોપણ આજ્ઞાનુ પાલન જ છે

પ્રશ્ન ૩૫—અરિહંત ભગવાન ઉપર આટલુ બધુ બહુમાન ને પૂજ્ય ભક્તિ શા માટે? એ પ્રભુની આશાતના કેમ વર્જવી? અરિહંત પ્રભુના તો માત્ર ૧૨ જ ગુણ છે જ્યારે આચાર્ય મહારાજના તો ૩૬ છે, તેમા વધારે ઓછુ કેમ?

ઉત્તર—કોઈ રાજા-મહારાજાનુ થોડુ પણ અપમાન એક મોટા ગુના સમાન ગણાય છે સામાન્યને પડેલી થપ્પડની ફરિયાદ કોઇ સાભળતુ નથી કાગળના બનાવેલ ફૂલ-હાર કે વેણીને તોડવામા તેટલી ભય કરતા નથી કે જેટલી રાજાના કિંમતી ને મૂલ્યવાન ઝવેરાતના હારને તોડી નાખવામા છે જો તેનુ એક નગ પણ જાય તો નુકશાન મોટુ થાય તેમ રાજ્યચિહ્ન જે ઝંડો કહેવાય છે, તેની કિંમત કે વજન ભલે બહુ ન પણ હોય, છતા તેનુ અપમાન એક ગુનો મનાય છે, તથા સૂર્ય બધા ગ્રહ-નક્ષત્રો કરતા જેમ અત્યંત પ્રતાપી ને તેજસ્વી છે તેની સન્મુખ દેખી શકાતુ નથી તથા તેની સામે ધૂળ ઉડાડનારની પોતાની જ આખમા તે ધૂળ પડે છે તેવી રીતે આ અનંત જ્યોતિ સ્વરૂપ અને તેજોપુંજના વિકસિત સ્વરૂપી અનંત સુખના ભોક્તા, વિશુદ્ધ ચૈતન્યમય સિદ્ધ આત્માઓ, તથા ઝંડા સમાન તે પ્રભુના

પ્રતિમાજીઓ, અથવા આચાર્યાદિ ત્રણ પદવાળા ગુણીજનો તેઓસ્વરૂપી નથી તો કોણ છે? વર્તમાન સમારીઓ કરતાં તો ઉચ્ચ ત્યાગને પાળનારા ઊંચા છે તેની આશાતના નાની પણ થાય તો તે ગુનેગાર કેમ ન ગણાય? એટલે તે પાયમાના કોઇ માટે પણ કાંઇ અવળુ બોલાય ચિંતવાય કે બુરુ કરાય તો દુર્ગતિમા જવાય તેમાં નવાઈ શી? ગુણ વધારે ઓછા માટે આ બે ઉદાહરણ પૂરતા ગણાશે ભૂત ભવિષ્ય કાળના વિશુદ્ધ આત્માઓની જો વિચારણા ધરી પછી કરીએ, પરંતુ વર્તમાનના જો વિચારાય તો ૨૦ વિહરમાન ભગવતના બે ક્રોડ કેવળજ્ઞાની ભગવતો વિચરે છે, અને ૨૦ અબજ મુનિપ્રવરો વિદ્યમાન છે. જ્યારે આજની અમેરિકા, એશિયાના દુનિયા મળીને ૩ અબજની અંદર સંખ્યા ધરાવે છે અહિના એક મુનિરાજની આશાતનાથી બધાયની આશાતના કેમ નહીં? એકની પ્રશંસા કે અનુમોદના સર્વેની અનુમોદના કરાવનાર કેમ નહીં બને? કારણ દરેક ૩-૪ કે ૫ એ ત્રણ પદમાના છે દરેકમા સાધુ ધર્મનુ સામ્ય છે કરેમિ ભંતેની ભીષ્મ પ્રતિજ્ઞા સૌની છે જેમ પીળી પાઘડીનો મુંબઈની પોલીસનો વેશ ઓળખ આપે છે તેમ મુનિ વેશ પણ બધે સમાન હોવાથી સૌને લાગુ પડી શકે છે રાષ્ટ્રના એક નાના પણ ધ્વજનુ અપમાન કે બહુમાન સર્વના અપમાન કે બહુમાનને સૂચવનાર બને તેમ અહીં પણ સમજવુ કારણ આ તો શાશ્વત શાસન છે નિશાળમા પરીક્ષાઓ લેવાય છે, એક છોકરો પહેલે નબરે આવે ન તેની જોડેનો બીજો છોકરો ૧૫૧મા ક્રમાંકે ઉત્તીર્ણ થાય, તો શુ ૧૫૧ વધારે સારા ગણવા? અથવા એક જન પાસે દશ દશ રૂપીઆની નોટ ૩૬ હોય અને બીજા માણસ પાસે સો સોની ૧૨ નોટ હોય તો કઇ વધારે? આપણે માટે ૩-૪ ને ૫ મા ૫ મા રહેલા ગુણિયલ મહાત્માઓ પૂજ્ય જ છે, છતા તે મહાત્માઓ પોતે પોતાની જોખમદારી

જરૂર સમજતા હોય છે જેમકે આચાર્ય મહારાજો પંચાચારનુ પાલન કરવા કરાવવાનીમોટી ફરજ પોતાના શિરે છે તેમ તે સમજે છે એટલે તેટલી સમર્થતા જેનામા ન હોય તેઓ તે પદને સ્વીકારવા તૈયાર હોતા નથી. જો કે ગુણો ધીમે ધીમે આવે છે છતા એ મોટા સ્થાનને તેઓ દિપાવી શકશે કે કેમ, તેનો વિચાર જરૂર પોતે કરે છે કારણ કે પારાની ભસ્મ કોઈક જ પચાવી શકે છે તેમ આટલા ગુણો ઉત્તમ આત્માઓમા જ વસી શકે છે એટલે કે તે સમયની સંસારી આલમથી અધ્યાત્મી ને ત્યાગી તરીકે ઉંચા બને ને એ આત્માઓ વિકારોથી પર રહે દૃષ્ટિરાગને ન પોષે, ને ગમે તેવા સમયે સમતાવૃત્તિ સાચવી શકે, પોતાની નિંદા-સ્તુતિને સાંભળતા શોક કે હર્ષ ન લાવે, તો જ વાસ્તવિક ઉપકારી ને જ્યોતિર્ધર તે બની શકે છે

અધ્યાત્મયોગી શ્રી ચિદાનંદજી મહારાજ પણ કહે છે કે—

"નિંદા સ્તુતિ શ્રવણ સુણીને, શોક હરખ નવિ આણે, "
તે જગમે જોગીશ્વર પૂરા, નિત્ય ચઢતે ગુણઠાણે
અવધૂ નિરપક્ષ વિરલા કોઈ

આમ નિષ્પક્ષ થવાનુ કારણ એ છે કે તેઓ સમજે છે કે પોતાની વાહવાહ ને પ્રશંસા ઇચ્છનાર, અને પોતાની નિંદા ન સહન કરનાર નીચગોત્રને બાંધે છે સ્વપ્રશંસાને ઇચ્છનાર અને સ્વનિંદાને નહીં પચાવનાર તે પદને શોભાવી શકતા નથી વર્ષોની શુદ્ધ ને નિર્મળ નોકરી કે સેવાઓ કર્યા બાદ જેમ ઉંચા વાઇસરોય, ગવર્નર જનરલ કે દેશના મોટા પ્રધાનપદને પામી શકાય છે તેમ વર્ષોની સંયમસાધના સાહિત્યમના અને શાસનની નિર્મળ ભાવે કરેલી બીજી અનેક સેવાઓના

અહીં જે સ્તુતિ કરીએ છીએ, તે ત્યાં જ કરી માની લેવી જોઈએ જેમ નાના મેજીસ્ટ્રેટ સમક્ષ કરેલુ સ્ટેટમેન્ટ ને કરેલી સહી રાજા પાસે કરેલા બરાબર ગણાય છે ને જેમ મેજીસ્ટ્રેટ ચુકાદો આપે તે રાજાનો જ છે એમ માની આજે પણ સર્વત્ર મા ય રખાય છે તેમ અહીં કરેલી શુદ્ધ ભાવથી વિનતિ કે સ્તુતિ સપૂર્ણ ફળે તેમા કાંઈ વાધા જેવુ નથી તે તારક છે, તેમનુ બહુમાન જેટલુ કરીએ તેટલુ ઓછુ છે આપણુ કેદ ધ્યેય આ મૂર્તિ જ છે મૂર્તિને જડ કહેનારા જડ નહીં તો કોણ છે ? એટલે જ એ પ્રતિમાજીનુ બહુમાન સાક્ષાત ભગવાનની જેટલુ જ જરૂરી છે

પ્રશ્ન ૩૭—અરિહંત ભગવાનના કેટલા પ્રકાર છે ?

ઉત્તર—ઓછામા ઓછા ચાર નિક્ષેપાથી દરેક વસ્તુને જોવાની હોય છે તેમ અરિહંત તીર્થંપતિને પણ ચાર પ્રકારે વર્ણવી શકીએ નામ સ્થાપના દ્રવ્ય ને ભાવ-આ ચાર પ્રકારના જિન કહેવાય છે જેમ કે શ્રી ઋષભદેવ ભગવાન વિગેરેના જે નામ છે, તે તે નામથી જે આપણે સબોધીએ છીએ તે નામથી અરિહંત કહેવાય શ્રી જિનેશ્વર ભગવંતોની જે શાશ્વતી અને અશાશ્વતી પ્રતિમાઓ છે, તથા પ્રભુજીની પાદુકાઓ હોય છે તે અરિહંત પ્રભુની સ્થાપના થઈ, માટે તે સ્થાપના અરિહંત ગણાય ત્રીજા દ્રવ્ય જિન તે ગણાય કે જેણે તીર્થંકર નામકર્મ બાંધી દીધુ છે અથવા ભવિષ્યમાં થનારા છે તેવા શ્રેણિક કૃષ્ણજી વિગેરે, તથા તે જ ભવમા તીર્થંકર થવાના હોય, તેવા પ્રભુને પણ કેવળજ્ઞાન ન થાય ત્યાં સુધી દ્રવ્ય અરિહંત કહેવાય એટલે કે તીર્થંકર થનાર આત્માને દ્રવ્ય અરિહંત કહેવાય, અને છેલ્લા ભાવ અરિહંત ત્યારે કહેવાય કે જ્યારથી કેવળજ્ઞાન પ્રાપ્ત કરી, સમવસરણમાં બેસી ઉપદેશ આપવો શરૂ કરે

પ્રશ્ન ૩૮—મસ્તક નમાવી કોને કોને વદાય ?

ઉત્તર—દુનિયાભરમા સમકિતદષ્ટિ આત્મા માટે આ ચાર સિવાય કોઇ વદ્ય હોય જ નહીં (૧) શાસન સ્થાપનાર અરિહત ભગવાન (૨) આઠ કર્મની બેડીમાથી મુક્ત થએલા, અને અનત સુખની ઇચ્છાઓ જેની સિદ્ધ થઇ છે, તેના સિદ્ધ પર માત્માઓ (૩) મહાવ્રતોને ધારણ કરનાર, તપોધની, દર્શન જ્ઞાન, ચારિત્ર અને તપથી અધ્યાત્મરસનો આસ્વાદ લેનારા તથા આત્માની જ ઊચી ભાવના ભાવનાવાળા મુનિપુગવો, તથા (૪) આત્માને વિશુદ્ધ કરનાર જ્ઞાન શ્રુત સિદ્ધાત પ્રવચન અથવા આગમો કે જેનાથી આત્માનુ વાસ્તવિક ભાન થાય છે તે બધા વદનીય છે ભગવાન દેશના ક્યારે દે, અને જનતાને ક્યારે બુઝવે ? આઠ કર્મમાથી એક જ્ઞાનાવરણીયકર્મનો નાશ કર્યો કે તુરત દેવતા દો તા આવે ને સમોસરણ રચે ત્યા મોહનીયકર્મનો ક્ષય કે ઘાતીનો ક્ષય શબ્દોમા કહેવાતો નથી પણ કેવળજ્ઞાનથી જ્ઞાનાવરણીયનો નાશ મુખ્ય ગણાય છે શ્રુતજ્ઞાનની તેના સાધનોની તથા શ્રુતજ્ઞાનીની આરાધનાથી તે જ્ઞાનાવરણીયકર્મનો ક્ષય જેનાથી સુલભ બને છે એ બધા વદ્ય બને છ આ ચાર વ નીય બને છે તે વદના ઘણા પાપોનો નાશ કરનાર બને છે, તેમા તર વાનુ જ ધ્યેય છે

પ્રશ્ન ૨૯—ચૈત્યમા ભગવાન પાસે કાઉસ્સગ્ગ કરવાથી શો લાભ થાય ?

ઉત્તર—કાઉસ્સગ્ગ કરવાથી જે લાભ થાય છ ત અરિહતચેઇયાણ સૂત્રમા જણાવવામા આ યુ છે તેમા અરિહત ભગવાનને વા વાનુ પ્રતિમાજી પાસે સ્વીકારાયુ કે વદના મારા પૂજાના નિમિત્તે, તથા વિનયાદિ પૂર્વક પ્રભુના સત્કાર સ માનાર્થ કરવાના હેતુથી આ કાઉસ્સગ્ગ કરાય છે એટલે શ્રી જિનરાજને વાદવાથી જે લાભ થાય તે લાભ મને આ કાઉસ્સગ્ગ કરવાથી મળો કેસર, ચદન ધૂપાદિ થી પ્રભુપૂજાનુ જે ફળ થાય તે લાભ મને આ કાઉસ્સગ્ગમા થાઓ પ્રભુજીના અગે આભરણ અલકારાદિ ચઢા

વધારેથી જે સત્કાર તે લાભ મને થાઓ. પ્રભુના ગુણગાન કે સ્તવન કરવાથી થતો લાભ મને કાઉસ્સગ્ગમાં થાઓ. તેમજ ભવિષ્યમાં સમકિતનો લાભ આ જન્મ કે પરભવમાં મળે તે નિમિત્તે જન્મ મરણાદિને ટાળવા આ કાઉસ્સગ્ગ કરું છું. બીજા પણ કાઉસ્સગ્ગના આ હેતુઓ છે: શ્રદ્ધા કરવા કે વધારવા માટે, તથા બુદ્ધિ ને ચિત્તની સ્થિરતા, ધારણા અને ભાવપૂર્વક એકાગ્રતા. આ પાંચ હેતુઓની વૃદ્ધિ થવી જોઈએ એ હેતુ પણ છે.

પ્રશ્ન ૪૦—પ્રભુ સ્તવના કેવી રીતે કરવી?

ઉત્તર—સ્તુતિ કરનારે બીજાને સ્ખલના ન થાય તેવી રીતે સ્તવનાદિ કહેવા જોઈએ. પ્રભુને છોડી બાજુની કોઈ પણ દિશામાં જોવાનું બંધ કરી દેવું જોઈએ. જિનમુખ સામે સ્થિર દૃષ્ટિ રાખી. વીતરાગતાના સાચા બનવાવાળા બની શકે છે. જ્યાં ત્યાં જુએ, તો ધ્યાન ચૂકવાનો પ્રસંગ બને અને ત્યાં આવીને જે મહાન લાભ મેળવવો જોઈએ તે લાભ મળે નહીં. તથા જો બહુ ઊંચા સ્વરે સ્તવના કરે તો બીજાને અંતરાય કરવા રૂપ બને. તેથી અંતરાય કર્મ બંધાય. કર્મનો નાશ કરવાને બદલે કર્મબંધ થવા પામે. માટે બીજાનું ધ્યાન ચૂકવવામાં પોતે નિમિત્તભૂત ન બને તે માટે કાળજી રાખવી જોઈએ. બોલવામાં ઉતાવળ ન જોઈએ. ગંભીરતાપૂર્વક બોલવું જોઈએ. શબ્દ અને અર્થ બોલે તેમાં તદ્રૂપતા ને તલ્લીનતા જોઈએ. બીજી સંસારની બધી ઉપાધિઓ ભૂલી જવી જોઈએ. એકલું બોલતાં બોલતાં તેનું અર્થચિંતન પણ એક આવશ્યક વસ્તુ છે. અર્થચિંતનપૂર્વક ભાવનાથી મહાન અર્થવાળા સ્તોત્ર કે ભાવવાહિની સ્તુતિથી મુક્તિ કેમ નિકટ ન આવે? બોલવામાં ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય અને આત્માનો આનંદ એ બધું જ અમોઘ ફળને આપનાર બને છે.

પ્રશ્ન ૪૧—પ્રભુસ્તુતિ ચિત્તની સ્થિરતા હોય ત્યારે જ થાય ને?

ઉત્તર—અહીં એક વસ્તુ સમજવાની ખાસ જરૂર છે તે એ કે-પ્રભુ પાસે ગયા પછી ચિત્તાનંદ વધતો જાય છે ને જે પ્રભુમંદિરે જાય જ નહીં તેને સ્થિરતાની વાત જ ક્યાં રહી? જે ખાય તેને જ પુષ્ટિ મળે એવો સર્વમાન્ય નિયમ છે અનથી કે કમનથી ખાય તેને પુષ્ટિનો સંભવ છે એટલે શક્તિ અને પુષ્ટિને ઈચ્છનારો આત્મા **શક્તિની કે પુષ્ટિની ભીખ માગતો નથી, પણ ભૂખ ભાગવા પ્રયત્ન કરે છે,** તેમ આધિ વ્યાધિ ને ઉપાધિથી ભરેલા સંસારી વાતાવરણમાં ઉછરેલાએ પ્રાર્થના પૂજા ક્રિયા વિગેરે કરવા જ જોઈએ હવે જન્મ મરણથી ટેવાઈ ગએલો આત્મા વીતરાગની સન્મુખ પ્રાર્થના ક્યારે કરી શકે? ઘેર બેઠા તે થવી શક્ય જ નથી શાકનો અર્થી શાક લેવા જાય તથા કપડું લેવા કાપડીઆની દુકાને જેમ જવાય છે, તેમ આત્મશાંતિના સુખને માટે મંદિરે હમેશ પ્રાર્થના માટે જવું જ જોઈએ હવે એમ વિચારીએ તો સત્ર શુદ્ધ સ્થિરતા તો કદી મળવાનો સંભવ જ નથી, તો શું દેવાધિદેવ પાસે જવું જ નહીં? કેટલાક અંતરાયના ઉદયનું બાનું કાઢી પ્રભુએ શિખવાડેલા અંતરાય શબ્દનો દુરુપયોગ કરે છે દેરાસરે જાય અને એકદમ દ્વાર બંધ થઈ જાય કે નવકારવાળી હાથમાં લેતાં તૂટી જાય ને બીજી હોય જ નહીં, તો પૂર્વના અંતરાયો છે એમ કહી શકાય પ્રયત્ન કર્યા પછી તેની ખબર પડે પછી તે અંતરાયોને પણ તોડવા પ્રયત્ન કરવા જોઈએ આપબળ વાપર્યા વિના કેમ થઈ શકે છે, પણ ધર્મ બનવો મુશ્કેલ છે કેવળજ્ઞાનની ઊંચી દશા પ્રાપ્ત કરવા સુધીમાં આપબળને ઘણું વાપરવું જોઈએ છે હવે પ્રભુ પાસે જનાર કોઈને પાપના ઉદયે અસ્થિરતા જ રહેતી હોય, તેને માટે એક આ પણ ઉપાય છે કે સ્તુતિ વિગેરે બીજાને નડે નહીં તે રીતે ઊંચા સ્વરે બોલે ઊંચા સ્વરે બોલે ત્યારે પોતાની અસ્થિરતાને જરૂર હટાવી શકે છે એના પણ દૃષ્ટાંતો અપવાદરૂપે મળી શકે છે

પ્રશ્ન ૪૨—જિનમંદિરમાં કેવી રીતે વર્તવું જોઈએ?

ઉત્તર—જિનમંદિરમાં ૮૪ આશાતના વર્જવાની કહી છે ખાસ કરીને તો દશ આશાતના તો ત્યાગવી જ જોઇએ આહાર પાન વિગેરે ખવાય નહીં પીવાનુ પણ છોડવુ જોઇએ પગમા જોડા વિગેરે પહેરીને મંદિરમા જવાય નહીં કામચેષ્ટા થાય નહીં મંદિરમાં સુવાય નહીં થૂંક નાકનો શ્લેષ્મ, કે કોઈ પણ અશુચિ મંદિરમા નખાય નહીં ઝાડો પેશાબ થાય નહીં જુગારાદિ રમાય નહીં તેમ વિકથકષાયની વૃદ્ધિ થાય તેવી વાતો પણ થાય નહીં

પ્રશ્ન ૪૩—મંદિર માટે બીજુ કયુ વિધાન છે?

ઉત્તર—પ્રભુના મંદિરમા વાળ ઓળવાની કે બીજી તેવી શરીરની વિભૂષા ન થાય હાસ્ય કે વિલાસ ત્યાગવા જોઇએ મેલા વસ્ત્રો ન પહેરવા જોઇએ પૂજામા અવિધિ થવી ન જોઇએ વિધિની કાળજી રાખવી જોઇએ મન વચન વિચલ ન રખાય હાથ ન જોડે કે પુષ્પ વસ્ત્ર ને પૂજાના ઉપકરણાદિ હલકાં ને તુચ્છ વાપરે તો દોષ લાગે શ્રી જિનેશ્વર ભગવતના પ્રત્યનિક એટલે કે શત્રુને રોકે નહીં તો આશાતનાનો દોષ લાગે એટલે ભગવાનના વિરોધીની સગત પણ કરાય નહીં દેવદ્રવ્ય પોતાને માટે વપરાય નહીં દેવદ્રવ્ય માટે બેદરકાર બની તેની ઉપેક્ષા રખાય નહીં દેવદ્રવ્યના ભક્ષણ કરનાર સાથે વેપારનો કે મિત્રાચારીનો પણ સબધ રાખવો ઉચિત નથી દેવદ્રવ્યના ભક્ષકને વડીલ તરીકે મુખ્યતા પણ અપાય નહીં કે તેવાની શેહમા તણાવુ પણ જોઇએ નહીં આવા બધા આશાતનાના પ્રકારોનો નિષેધ કરવામાં આવ્યો છે

પ્રશ્ન ૪૪—પ્રભુ પાસે જનાર સમકિતી આત્મા કેવો હોય?

ઉત્તર—જિનમંદિરમા જઇને મારુ કલ્યાણ થાય છે તેવુ મનમાં ધારનાર સમકિતી આત્મામાં આટલા ગુણો અતિશય ખીલે છે એક વીતરાગ અને બીજી વીતરાગની આજ્ઞા, એ બે ઉપર અખંડ ભક્તિપૂર્વ

હૃદયનો અંતરંગ રાગ પ્રગટે છે પ્રભુ પ્રત્યે તેવો બાહ્ય વિનયાદિ ગુણ પણ તેટલો જ વિકસિત બને છે અંતરંગથી અપૂર્વ થએલો ભાગ્યશાળી આત્મા અને બાહ્ય પણ અંજલિ વિગેરે વિનય પાળનારો ભગવાન શ્રી જિનેશ્વરદેવના પરમ કલ્યાણકારી શાસનનો, તેના અંગોનો અને તેની પ્રભાવનાઓનો અનેકાનેક વખત વખાણવા અથવા યશોગાન હરહમેશ કરતો જ રહે છે તે જેટલો કેવળજ્ઞાની ભગવંત પ્રત્યે, ને તેના શાસન પ્રત્યે અથાગ રાગવાળો હોય છે તેવો ને તેટલો જ ઉપયોગવાળો તે પ્રભુની આશાતનાઓથી દૂર રહેવા માટે બને છે જેમ રાજા કે શેઠ દૂર ભલે હોય છે તો પણ તેમને સલામ ભરનારને તેના પર કાગળમાં જે હુકમ આવે તે તત્કાલ માને છે ને સુખી બને છે તેમ અહીં અંતરંગ રાગપૂર્વક બાહ્ય શિરોનમન રૂપ વિનય પાળનાર જરૂર સુખી થાય જ છે તેવી જ રીતે પિતા પ્રત્યે કે માતા પ્રત્યે જેટલો રાગ કે પૂજ્ય ભક્તિ તેટલું તેના માટે લાગે છે ઓછો રાગ હોય તે જ અવિનયથી સામું બોલી શકે ઉપકાર સમજનારો કદી અવિનય કરી શકે નહીં તે જ રીતે અહીં પણ પોતાના નિમિત્તની કે બીજા દ્વારા થતી પ્રભુશાસનની વાસ્તવિક **પ્રભાવનાથી જેટલી ખુશી થાય**, તેટલી તેવી રીતની અથવા તેવા જ પ્રમાણમાં શાસનની કોઈથી પણ થતી આશાતના કે **હેલનાથી દુખ થાય** જેને જેને પ્રભુ શાસનની હેલનાથી હૈયું હચમચતું નથી, તેને શાસન કેવું વહાલું છે તે કહેવાની જરૂર રહેતી નથી તેમજ તેનું સમ્યક્ત્વ પણ કેટલું ઉજળું કે મલીન હશે તે તો ગીતાર્થ ગુરુઓ બહુશ્રુતો જ જાણે પોતાના જન્મ આપેલા છોકરાને તાવ આવે ત્યારે માતાની આંખમાં અશ્રુની ધારા શા માટે વહેતી થાય છે તે સૌ જાણે છે પુત્રને તેણી પોતાનો માને છે જ્યાં કે પુત્રો પોતાનો માને છે એ મોહની ભાવના છે, સારુ થાય એટલે માતાને એક મહોત્સવ સમાન

બની જાય છે તેવુ જ અહીં પણ શાસન માટે છે આવા લક્ષણો પણ સમ્યક્ત્વની કસોટીના પ્રસગોથી માપક યત્ર (થર્મોમીટર) સમાન બની જાય છે

**પ્રશ્ન ૪૫—વીતરાગ પ્રત્યેનો રાગ શુ કામ કરે છે ?**

ઉત્તર—પ્રભુ પ્રભુપ્રતિમા કે પ્રભુઆજ્ઞા એ બધા પર અસ્થિમજ્જાનો રાગ સમકિતી આત્માઓને રગેરગમા એવો વગી જાય છે, કે તે પ્રભુનો અવર્ણવાદ પણ સહ્યો જ ન જાય છે અને પ્રભુની આજ્ઞા તના કરનાર ઉપર ચીડ પણ તેને એવી જ હોય છે તે એટલે સુધી થાય છે, કે જિનેશ્વર પ્રભુનો કોઈ પ્રત્યનીક હોય કે વિરોધ કરતો હોય, તેની સાથે સગામ બધનો, મિત્રાચારીનો કે વેપારધધાદિનો કોઈ પણ જાતનો સબધ તે રાખવા ઈચ્છતો નથી તેની સામે જોવા માગતો નથી તેનુ નામ લેવા પણ રાજી હોતો નથી સમકિત આ બધુ શિખવાડે છે આટલુ બળ આવ્યા પછી વિઘ્ન હઠાવવામા પોતાની શક્તિને ગોપવતો નથી એ ને જગ બેની વિઘ્નોને દૂર કરી પછી જ શાત બેસે છે નાગ કેતુ જેવા નાના બાળકે એ જ વિચાર્યું હતુ કે "હુ જીવતો બેઠો હોઉં, ને મારા દેખતા ચતુર્વિધ શ્રી સઘનો નાશ કેમ જોઇ શકુ ?" જિનમદિરના શિખર પર ચડી હાથ ઉંચો કર્યો ને તેના તપોબળે ઉપદ્રવીના બળને અકિંચિત બનાવી દીધુ બાળકને આ કોણે શિખવાડ્યુ ? સમકિતે આવા કારણોથી જ એક માત્ર સમ્યક્ત્વ બીજના દાન માટે શાસ્ત્રોમા બહુ જ ભાર મુકવામાં આવ્યો છે આવા ભાવ–ઉપકારમાં સખ્યાબધ દ્રવ્ય ઉપકારો સમાઇ જાય છે ત્યાર બાદ તે ઉત્તમ આત્મા બીજાઓને વિધિમાર્ગે જોડવા અને વિધિમાર્ગમાં સ્થિર કરવા આનદમય અને આશીર્વાદરૂપ બની જાય છે આવા સાચા રાગવાળો આત્મા દૃઢ હોય છે, તેનુ કારણ એ છે કે તે હૃદયથી માને છે કે હુ જેવા તેવા એ પ્રભુની

છદ્મસ્થ આત્માની પુઠે પડયો નથી પણ કેવળજ્ઞાનીનુ શરણુ લીધુ છે, એટલે આસમાન જમીન એક થઈ જાય તો પણ કદી કેવળજ્ઞાનીના વચનમા ફેરફાર હોઇ શકે જ નહીં તેથી જ જિનેશ્વર ભગવતનો અવર્ણવાદ સાભળી શકતો નથી એટલે તેને વારે છે ને અવિધિનો પણ નિષેધ કરે છે સાથે સાથે વચનના સાચા રાગથી વિધિનુ પાલન પણ પૂર્ણ ભાવથી કરે છે આવા આત્માએ આરાધક બને છે **શાસનની આરાધના એ જ એનો** પક્ષ છે, ને તેથી તે કોઈ વ્યક્તિના પક્ષમાં રહેવા ઇચ્છતો નથી

પ્રશ્ન ૪૬—પ્રતિમાજી તો અરિહત અને સિદ્ધ એમ બે અવસ્થાની હોય છે, તે બેમા ફરક શો ?

ઉત્તર—જે જે તીર્થંકર ભગવાન મોક્ષે જાય છે તે કા તો ઊભા ઊભા કાઉસગ્ગ કરતા અથવા બેઠા બેઠા પદ્માસનથી એમ બે આકારમાં સિદ્ધ થાય છે એટલે એ સિદ્ધ અવસ્થાને સ સ્મરણમા લાવવા માટે તે બેમાથી કોઇપણ મુદ્રાવાળી પ્રતિમાજીઓ ભરાએલી ને પ્રતિષ્ઠિત કરાએલી હોય છે હવે પ્રાતિહાર્યો વિગેરે કે દેવ દેવીઓ ચામર વીંઝતા હોય, તેવી પરિકર યુક્ત મૂર્તિ આપણને ભાવ અરિહતની યાદ લાવવા માટે છે બાકીના સાદા પ્રતિમાજીઓ વીતરાગ અવસ્થાને અને સિદ્ધ નિરજન સ્વરૂપમા રહેલા જ્યાતિરૂપ આકારને યાદ આપનારી છે

પ્રશ્ન ૪૭—મૂર્તિ પૂજાથી શો ફાયદો ?

ઉત્તર—પરમાર્થ તો એ જ છે કે નવપદમા અરિહત અને સિદ્ધ એ બે દેવ છે તે બેઉની ઉપાસના કરવા માટે આ આલબન છે સાક્ષાત્ ઊંચે ત્યાની તીર્થયાત્રા કરવા જઇને આપણે ઉપાસના કરવાના નથી માટે તેની સ્થાપના અહીં કરી ઉપાસના કરવાની છે બાકી તો જે મિથ્યાત્વી દુનિયામા આ પ્રતિમાજીઓની ઉપાસના નથી કે તે પ્રતિમાના ઉપાસક ગુરુઓ આલબન આપના

નથી કે તે વીતરાગ પ્રણીત મોક્ષમાર્ગ નથી તે બધીય દુનિયા અંધારામા જ અટવાઈ રહી છે, એ નક્કી છે કલ્પનાથી માનીએ કે કિનારા પર રહેવાને નાવ વહાણ કે સ્ટીમરનુ સાધન ન હોય તો તે કદી પરદેશની મુસાફરી કરી શકતો નથી સ્ટીમર કે વિમાનનુ સાધન ન હોય તો આજે પણ અમેરિકાની સહેલ કરી શકાય નહીં કારણ કે સાધન તો સાધ્યની સિદ્ધિમા અજબ વ્યાપક હેતુ છે, તેમજ જ્યા જિનમૂર્તિ નથી, જ્યા જિનાગમ નથી કે જ્યાં કલ્યાણમિત્ર મુક્તિમાર્ગ બતાવનાર સદ્‌ગુરુઓનો સમાગમ નથી, તે દુનિયા મુક્તિમા આત્માના અસ્તિત્વમા પુણ્ય પાપમા કે પરલોકમા ન માને તેની નવાઇ શી છે ? નહીં તો ચાર ગતિમા આટઆટલી જ મમરણાદિની ભયકર યાતનાઓ વેદવા છતા કાદવના કીડાની જેમ જે ધન, સ્વજન શરીરાદિ અસાર છે, તેવા પદાર્થોમા આત્મા રચ્યો પચ્યો રહે છે, તે બને જ કેમ ? આ પુરુષોત્તમ પ્રભુની છાયા નથી પડી માટે જ તે એવા છે એમ માનવુ જ પડશે.

પ્રશ્ન ૪૮—અરિહત અને સિદ્ધ એ બે સમાન કહેવાય ?

ઉત્તર—દેવ તરીકે ઉપાસ્ય કોટિમા બેઉ છે, છતાં થોડા તફાવતની વહેચણી કરવી જોઇએ વાત એ છે કે આપણી સામે જે વિચિત્રતાઓ દેખાય છે તે મોટે ભાગે નામ કર્મથી ઉપજેલી હોય છે વનસ્પતિ લીલા વર્ણની કે લાલ રગની છે તેમાં પણ નામ કર્મ કારણ છે કોઈ આત્માને કૂતરો બનાવે તે પણ નામ કર્મે કરેલી વિચિત્ર ઘટના છે કોઇ ઉંટ થાય કે કોઇ હાથી થાય તેમા પણ તેનુ જ છે આવી બધી અસમાનતા જીવોની વારવાર જન્મમરણ દ્વારા બ નાવ્યા કરે અને અનેક અસમાનતા ઉપજાવે, તેવી અસમાનતાનો નાશ કરી સાચ્ચ સમાનવાદનુ સ્થાપન કરવા સિદ્ધ ભગવાનની ઉપાસના અને અરિહત પદની નિરાકાક્ષ ઉપાસના તીર્થંકર ભગવાનોએ બતાવી છે અરિહત ભગવ તો શાસન સ્થાપે,

તો તે શાસન સ્ટીમરમા બેસનારો સાધુ સાધ્વી શ્રાવક ને શ્રાવિકારૂપ ચતુર્વિધ શ્રી સઘ સિદ્ધ થવા ઉપાસના કરે ત્યારે સિદ્ધ થવાય એટલે સિદ્ધ થવા અરિહંત સિવાય બીજુ આલંબન જ ક્યુ છે ? જેમ કે એક સ્ટીમર કોલબસોથી અમેરિકા સખ્યાબધ ઉતારુઓને એક વાર લઇ જાય છે, તે જ સ્ટીમર ઘણા ફેરા અમેરિકાના કરે તો તે એક જ વાહનમાં સખ્યાબધ માણસોએ મુસાફરી કરી કહેવાય. તેમ એક તીર્થપતિ પ્રભુના જૈન શાસનમા જુદા જુદા એક પછી એક સિદ્ધ થાય, તે છતા તેનો તેનો યશ તે તે શાસનપતિના ફાળે જાય છે જ્યા અરિહતને નાયક તરીકે સ્થાપેલા નથી હોતા, તે મિથ્યાત્વી દુનિયા સપૂર્ણ સમાનતાના હક્કોને ભોગવતી સિદ્ધ દુનિયાના વિલાસોને ભોગવી શકતી નથી અરિહંતોએ જ આવી અસમાન દુનિયાને ભલે દૂર હોવા છતા દેખાડી છે નિરજન નગરીના મહેમાન બનના અરિહતોએ જ સઘ સ્થાપનદ્વારા આમત્રણ મોકલ્યુ છે અમેરિકા હતુ જ છતા તેનો આદ્ય સશોધન કરનાર કે પ્રથમ દેખાડનાર જેમ કોલબસને માનવામાં કોઇનો વિરોધ નથી, તેમ અહીં પણ એવી વસ્તુઓને અરિહતો દેખાડે છે જ્યા કોઇ મોટુ નાનુ નથી હલકાઇ ઊચાઇ નથી તેવા સિદ્ધ મદિરના દેખાડનાર તીર્થકર અરિહતો જ છે

પ્રશ્ન ૪૯—શુ ત્યારે ઊંચ નીચના સમાન હક્ક ભોગવી શકાતી નથી ?

ઉત્તર—વાત એટલી જ વિચારવાની છે કે દેવગતિમા વૈમાનિક ૨૬ દેવલોકમાંથી નીચેના ૧૨ દેવલોક બાદ કરીને ઉપરના ૧૪ દેવલોક માના બધા રહેનારા દેવતાઓમા અમુક જાતિની સમાનતા રહેલી છે, તે માટે તેને બધાને અહમિન્દ્ર કહેવાય છે એને કોઇને માથે માલિક નહીં કોઈ શેઠ કે નોકર જેવી અસમાનતા જ્યા છે જ નહીં ત્યાં આઓની વિકારી દુનિયાન પણ સ્થાન શાનુ હોય ? જ્યા આત્મા એક સરખા પુદ્ગલના ઉચ્ચતમ સુખોનો ત્યા અનુભવ કરી રહ્યા હોય છે આ ૧૪ દેવલોકની સમાન ભૂમિકાવાળી દુનિયાનો

છોડીને બાકીની દેવગતિમાં અસમાનતાના વિકારો ઘણા જોવામાં આવે છે અહીં જેમ નીચ ગોત્રવાળા હરિજનો હોય છે તેમ ત્યાં પણ કિલ્બીષીઆ નામના હલકા દેવો હોય છે તે તે જીવોના દુષ્ક ર્મોના દુષ્ટ યોગોએ તેઓમાં આજે આવી અસમાનતા પેદા કરી છે એટલે તેમાં બીજા કોઇનો કોઇ ઇલાજ રહેતો નથી નીચ કર્મ બાંધી નીચ કુળમાં અવતરે તેમાં તીર્થંકર ભગવાન પણ શું કરે? આવા કારણોથી આજે આપણી નજર આગળ ભારોભાર અસમાનતા પ્રાણીઓમાં કર્મની સર્જેલી ને ટોળી બેસારેલી પ્રત્યક્ષ દેખાય છે, તેમા ફેરફાર કદી થઈ શકે તેમ નથી ત્યાં સમાન હક્કની વાતો કરવી એ શું યોગ્ય છે? સમાનતાના હક્કો માટે તો અરિહંતોએ જેહાદ જગાવી છે, પણ તે સમાનતા ક્યારે કયા ને કેવી? તેનો વિચાર ને નિર્ણય પણ થવો જોઇએ. તે જ પ્રમાણે અમુક રીતિની સમાનાવસ્થા જુગલીઆઓમાં પણ જોવાની મળી શકે છે કોઈ શેઠ નહીં કોઈ વાનોતર નહીં જે દુનિયાને શાસ્ત્રકારો અકર્મભૂમિના માનવીઓની દુનિયા તરીકે જણાવે છે, તે પણ ઘણી વ્યાપક છે, ને ઘણી દૂર છે આવી આંશિક સમાનતા પણ માત્ર તે ભવ પૂરતી જ હોય છે

પ્રશ્ન ૫૦—સિદ્ધ થાય એટલે શું?

ઉત્તર—દુઃખનું જે નામ પણ સંસારી જીવને ગમતું ન હતું, તે દુઃખનો સર્વથા અભાવ સિદ્ધ અવસ્થામાં થાય છે ને કર્મરૂપી લુટારાઓની પરતંત્રતામાં જે પોતાનું જ્ઞાનાદિ ધન દબાએલું હતું તે સ્વાધીન થાય છે, એટલે વાસ્તવિક આત્મસ્વાતંત્ર્યની સાચી આઝાદીની જે મનોવાંછિત સુખ મેળવવાની ભાવના હતી તે પરિપૂર્ણ થઈ, અને પોતાના સર્વ કાર્યો સિદ્ધ થયા એ જ સિદ્ધ થયા કહેવાય દુઃખ વિનાનું પૂર્ણ સુખ તેનું જ નામ મુક્તિ છે જેમ અહીં પણ કહેવાય છે, કે જો રાજકુમાર બાળક હોય, તો તે બધી રીતે પર તંત્ર હોય છે પણ તે જ જ્યારે વયસંપન્ન બને છે ને તેનું મધ

જ્યારે તેને સોંપી દેવાય છે, ત્યારે તેને પોતાનું મળ્યું કહેવાય અને પરાધીનતા મટી કહેવાય છે તેમ અહીં પણ છે રાજકુમારની દ્રવ્યથી પરતંત્રતા મટે છે ત્યારે આત્માની મુક્તિમા ભાવથી સ્વતંત્રતા સાંપડે છે આવી આત્માની સ્વતંત્રતામય પોતાના આત્મસ્વરૂપની સ્થિતિ ત્યાં સૌની એક સરખી છે એટલે તો પ્રભુ પાર્શ્વનાથ ભગવાનના પ્રથમ ગણધર ભગવંતે એવો ખોટો આગ્રહ કર્યો નહીં અને એવી ગાંડી ગુરુભક્તિનો ડોળ કર્યો નહીં, કે 'નમો અરિહંતાણં"માં મારા ગુરુ ભગવાન શ્રી પાર્શ્વનાથસ્વામીજીનું નામ કેમ નહીં? તેઓ જ્ઞાનથી સમજતા હતા કે અનંત અરિહંત સમાન છે, તેમનું કેવળજ્ઞાન સમાન છે મો સાથે સિદ્ધ અવસ્થામા ચિદાનંદ ભોગી બનવાના છે પછી એકની જ ઉપાસના કેમ કરવી? સૌની કેમ નહીં? અનંતની અનંતતામા તેઓ લીન હતા પાંચે પરમેષ્ઠિનો વહેલો કે મોડો સંસારી આત્માઓ ઉપર ઉપકાર કર્યો નથી? પાર્શ્વ પ્રભુનો એકલાનો જ ઉપકાર થોડો છે? તે બધાય પરમેષ્ઠિઓના છાયા પગલા વિના કોઈ પણ જીવનું કદી કલ્યાણ શક્ય જ ક્યાં છે? એ ૧૪ રાજલોકમા સિદ્ધ પરમાત્મા જેવું સુખી કોઈ હોઈ શકતું જ નથી માટે એ જ એક સર્વ શ્રેષ્ઠ આદર્શ છે તે સૌથી ઉંચામાં ઉંચે સ્થાને છે આ જ કારણથી ચક્રવર્તીના કે દેવેન્દ્રોના પૌદ્ગલિક સુખો અનંતા ભેગા કલ્પનાથી કરીએ, તો પણ આ સિદ્ધ અવસ્થાના અનંતમા ભાગે આવી શકતા નથી

**પ્રશ્ન ૫૧—સિદ્ધ ભગવંતોનું સ્થાન ઊંચે કેમ?**

**ઉત્તર—**આપણને સિદ્ધગતિ wonderful world એક અજાયબી ભરેલી દુનિયા લાગે તેવી છે સર્વ સમાનતાવાળી તે દુનિયા તો ભવિષ્યમાં અનંતકાળ માટેના સમાનવાદના હકને આપનારી સર્વશ્રેષ્ઠ દુનિયા છે જ્યાં સ્ત્રી પુરુષનો ભેદ નથી, માલિક ને નોકરનો તફાવત

નથી, ગુરુ કે શિષ્યની અસમાનતા નથી, શિક્ષક વિદ્યાર્થીનો ભેદભાવ નથી, રાજા પ્રજાનો ભેદ નથી, હલકા ઉચાપણુ ત્યા નથી વેપારી કે ગ્રાહક નથી, માતા પુત્રનો ભેદ નથી પતિ પત્નીનો ફરક નથી, સુખી દુ ખીનો કે જ્ઞાની અજ્ઞાનીનો ભેદ નથી તેમ ધર્મી અધર્મીનો પણ ભેદ નથી ગાંડા ડાહ્યાનો આતરો નથી, કાળા ગોરાનુ વર્ગીકરણ નથી ત્યાં સર્વે સમાન છે પોતપોતાની અનતી સદ્ધિથી સર્વે સપૂર્ણ છે કોઈ પ્રત્યે ઈર્ષ્યા નથી, કોઈને કોઈનુ કાંઈ જોઈતુ નથી ભૂખ્યા નથી તરસ્યા નથી, કોઈ કોઈને મારતુ નથી કોઈ તરફથી કોઈને ભય કે ડર નથી કમાવાનુ નથી, ખરચવાનુ નથી, દાન દેવાનુ નથી કે ભિક્ષા માગવાની નથી રાજા નથી પોલીસ નથી, કોઈ અંગ્રેજ નથી, કોઈ અદાલત નથી માત્ર ચૈતન્ય સ્વભાવનુ પ્રગટ સ્વરૂપ છે દુ ખ નથી, દુ ખના વિકાર નથી સુદ્ધ નથી કે કામવાસના નથી શરીર નથી ને શરીરમાથી ઉદ્ભવતા રોગો પણ નથી. જેમ અગ્નિ નથી તો તેનાથી બળવાનુ પણ નથી જેમ દુખ નથી, તેમ દુખ દેનારા કર્મોથી દુખી થવાનુ પણ નથી ભણવાનુ નથી ને પરીક્ષા પણ આપવાની નથી પુદ્ગલની સગતિ જ નથી, એટલે પુદ્ગલથી થતા ઔપચારિક સુખો પણ નથી

પુદ્ગલનો ગુલામ બનેલો વિષયી આત્મા તથા પુદ્ગલની પરતત્રતાવાળો મિથ્યાત્વી સાચુ આત્મિક સુખ પામી શકે જ નહીં પરતુ પુદ્ગલની ગુલામીને તિલાજલી આપનારો સાચો સ્વતત્ર બનેલો કર્મની કે બીજી કોઇ પણ પરાધીનતાઓથી પર બનેલો સાચી સ્વતત્રતાનો વિજયધ્વજ ફરકાવનારો અને અનતસુખની કામનાની સપૂર્ણ સિદ્ધિ પ્રાપ્ત કરનારો બને જ સિદ્ધ નિરજન પરમાત્મા સર્વથી ઊચે અંતિમ ને અગ્રપદે બિરાજે છે, તે ખરેખર ત્યા જ શોભે! બે લાખની માનવ મેદનીમા જ્યારે ઉદ્બોધન કરવુ હોય ત્યારે નેતાને ઊચા માચડે ચઢી ભાષણ આપવાનો રિવાજ આજે પણ છે ઊચામા ઊચો મશહૂર કોહીનૂર હીરો

મણ્ણો શોભિતો છે તેને સારા સ્થાને/મુકવા મસ્તક ઉપરનુ ઊચુ સ્થાન પસદ કરાય છે તેમ અનુપમ વિજયવત આત્માને રહેવા માટે ૧૪ રાજલોકમાંનુ સૌથી ઊચામા ઊચે એ જ સ્થળ જોઇએ ઊચી અભિલાષા અને મુક્તિની અનતગમી દૃષ્ટિ આશા વાદીઓને ધ્યેય તરીકે જોવા માટે ત્યા ઉંચે જ નજર કરાવે, તે માટે પણ તે સ્થાન શ્રેષ્ઠ છે આ સાચો ગુણાનુરાગ છે મુક્તિ માટેના યત્નને કે આ સાચા દેવ, ગુરુ કે ધર્મતત્ત્વને માનનારમા અધશ્રદ્ધા કહેનારને ભાવથી દેખતા કહેવાય જ કેમ ?

( ઉપરના સૂત્રો પર પુન દૃષ્ટિપાત )

**પ્રશ્ન ૫૨—નવકાર મહામત્રનુ આટલુ બધુ મહત્ત્વ કેમ ?**

ઉત્તર—નવકારના નવ પદો છે ને ૬૮ અક્ષરો છે આ મત્રનુ વાર વાર સ્મરણ કરનાર અનેક વિકટ સકટોમાથી ઉગરી શકે છે નવનાખનો જાપ નરકગતિ જતાને અટકાવે છે પણ તે શાત ચિત્તે સ્થિરતાપૂર્વક તથા શુદ્ધ કપડાપૂર્વક તે ગણાવા જોઇએ નવકારમા શરૂના ભાગમા પાચ પરમેષ્ઠિનો નમસ્કાર છે તથા પાછળના ચાર પદોનો બીજો વિભાગ ચૂલિકારૂપે છે તેમા ઉપર કરેના નમસ્કારોનુ ફળ તથા તેનુ માહાત્મ્ય જણાવાયુ છે આ નવકાર મત્ર પ્રવાહથી અનાદિનો છે અને વર્તમાન તીર્થની અપેક્ષાએ ગણધર ભગવાન રચિત ગણી શકાય આ નવકાર ઉપર નિર્યુક્તિ ભાષ્ય ચૂર્ણિ, તથા વિસ્તૃત ટીકાઓ પણ છે શાસનોપકારી શ્રી વજ્રસ્વામીજી મહારાજે સર્વે સૂત્રોની શરૂઆતમા મગલ તરીકે તેને સ્થાપન કરેલ છે કોઈ અભણને લોગસ્સ, વદિત્તુ કે અતિચાર જેવા કોઈ સૂત્ર તથા કોઇ ક્રિયા ન આવડતી હોય તો તે સૂત્ર અને તે તે ક્રિયાઓને બદલે પણ આ નવકાર મત્રથી કાર્ય સાધી શકાય છે હમેશ ત્રિકાલ આ મત્રનુ ધ્યાન અને સ્મરણ કરનાર વીંછીના કે સર્પના ઝેરને પણ ઉતારી શકે છે

ને વિઘ્નોને વહાવી શ઼ે છે નવકારના પ્રભાવથી તેનુ પુણ્ય તેજ પણ તપતુ રહે છે આ પાચ પરમેષ્ઠિના ગુણો અનુક્રમે ૧૨+૮+૩૬+૨૫+૨૭ ભેગા કરવાથી ૧૦૮ થાય છે તેથી ગણુવાની નવકારવાળીમાં ૧૦૮ મણકા મુકિત સાધના માટે સુયોગ્ય ગણ્યા છે નવકાર મત્ર વારવાર મણકાની માળા પર ગણાય તે હેતુથી માળાને પણ નવકારવાળી બોલવાની પ્રથા છે જે મણકા પર હજારો કે લાખોનો આવો મત્રજાપ થયો હોય, તે મણકામા પણ ચમત્કાર એકત્રિત થાય છે

## ક્યારો ૬.

## ચૈત્યવદનના સૂત્રો (૩)

પ્રશ્ન. ૨[૧]—અરિહત ભગવાન શ્રી ઋષભદેવ કે શ્રી શાતિનાથ પ્રભુની કાયા તો મોટી હતી ને પ્રતિમાજી તો નાના હોય છે, તેનુ શુ?

ઉત્તર—દરિયા કિનારે એક મોટી સ્ટીમર પાચ માઈલ દૂર હોય, તેને દુર્બીનમા જોઇએ અથવા તો તેનો કોઈ કેમેરામા ફોટો લે, તો તે ફોટામા બધુ સમાઇ જાય છે, બધુ જ સતાઇ જાય છે, તેમ મોટી કાયાવાળા તે પ્રભુજીઓના સિદ્ધ સ્વરૂપને-યાદ કરવા અહીંના પ્રતિમાજીઓના નાના આકારમા તે જ પ્રભુનુ સક્ષેપીકરણ સમજીને માહ પણ બાધ આવતો હોય તેમ લાગતુ નથી કારણ કે નાના સ્વરૂપાકારથી વીતરાગતાનો તેની તે જ સચવાઇ શકે છે

પ્રશ્ન ૩—પચિદિય સૂત્રમા વિશેષ શુ શુ આવે છે?

ઉત્તર—કોઇ પણ ક્રિયા કરતી હોય તો તે ગુરુ મહારાજની સાક્ષીમા જ કરવી જોઇએ એવુ વિધાન છે ગુરુ મહારાજ વિશેષ જ્ઞાની

૧ પ્રશ્ન પહેલો ઉપરનો છે, તે જ સમજવો

હોય છે માટે તેમની સન્મુખ રહી નમ્રતાપૂર્વક આજ્ઞા લઈને વિનય સાચવી ઉપાસના કરવાથી ઘણો લાભ થાય છે ગુરુ મહારાજની સમક્ષ ક્રિયા થતી હોય તો ક્રિયામા રહેલી સ્ખલના, ત્રુટી કે ખામીઓને તેઓ બનાવે, તેથી વિધિ શુદ્ધ થાય છે, સસારી આત્મા ગુરુ પાસે જઈને ક્રિયા કરે, તો ઘરનુ મમત્વ પણ ઓછુ થાય, છવટે ક્રિયા સમયે તો આત્માની વિશુદ્ધિ સારી જ રહી શકે

હવે સાક્ષાત ગુરુ મહારાજનો સુયોગ સુલભ ન હોય, તો પુસ્તક નવકારવાળી અથવા દર્શન, જ્ઞાન કે ચારિત્રના કોઈ પણ સાધક ચોપડી જેવા ઉપકરણને સામે ગુરુને સ્થાપે તેવી રીતે ઊંચા સ્થાને સ્થાપીને, ગુરુ સન્મુખ હોય તેમ જ માનીને, ગુરુશ્રીની અને ક્રિયા કરવાનુ ભગવતનુ વિધાન છે સ્થાપના સ્થાપની વખતે આ સૂત્ર ઉચ્ચારાય છે અને સ્થાપેલી સ્થાપનાને ક્રિયા પૂર્ણ થાય ને ઉત્થાપે નહીં ત્યા સુધી હલાવવા દેવાય નહીં તેને સ્થિર જ રાખવી જોઈએ ચારિત્રધરની જેમ ચારિત્રના ઉપકરણોને પણ તેટના જ ઉપકારી માન્યા છે એ યાગે આ ઉપકરણોને સ્થાપી તેની પાસે આ ક્રિયા થઈ શકે છે તે સ્થાપની વખતે તે તે ઉપકરણની પાસે આ સ્થાપના સૂત્ર ઉચ્ચારીને તેટલા ગુરુગુણોનુ આરોપણ તેમા કરવામાં આવે છે આ સૂત્રમાં આચાર્ય મહારાજના ૩૬ ગુણો જે ગણાવ્યા છે તે તેમાં સ્થાપેલા માનવા જોઈએ આ ૩૬ ગુણોમા ભાષાસમિતિને અને વચન ગુપ્તિને એમ બેને ગુણમા ગણાવ્યા છે બેઉ બોલવા સબધી જ છે, તે વાત સાચી છે પરતુ એમા થોડો થોડો ફેર છે તે સમજવા જેવો છે ટૂકમા એટલુ સમજવુ જરૂરી છે કે સમિતિથી એમ મનાય કે જે બોલવુ તે હિતાહિતનો વિચાર કરીને જ બોલવુ, સત્ય તથા સયમને લક્ષ્યમાં રાખીને સારુ જ બોલવુ એવો નિર્દેશ થાય છે ત્યારે વચનગુપ્તિથી તે સારુ, હિતનુ કે

દયાનુ બોલવાનુ હોવા છતા પણ શબ્દપ્રયોગોમા સપૂર્ણ કાબૂ એ હોવો જોઇએ, કે જરૂર હોય તો જ તથા કામ પૂરતુ જ, બે શબ્દથી જ કામ પતી જતુ હોય તો બાર શબ્દો સારા પણ બોલવાની જરૂરત નથી એ હેતુ પાર પડે તેવો બે નવા ઉપરનો કાબૂ શબ્દોની પરિમિતતારૂપ મૌનને પોષણ આપે છે; અને આત્મચિતનને વેગ મળે તેવો ભાવ તેમા સમાએલો છે એમ સમજવુ આ મુજબ સમિતિ ને ગુપ્તિના ભેદની વ્યવસ્થા કરવી સ્થાપના સ્થાપતી વખતે સ્થાપવાની ચોપડી સમુખ એક નવકાર અને આ પચિદ્ય સૂત્ર ઉચ્ચારવાનુ હોય છે તથા સામાયિક પૂર્ણ થયે તેને ઉત્થાપતી વખતે માત્ર સવળો હાથ રાખીને એક નવકાર જ ગણવાનો વિધિ છે

પ્રશ્ન ૪—ઇચ્છકાર સૂત્ર શુ માત્ર શાતા પૂછવા માટે જ છે?

ઉત્તર—ગુરુ મહારાજ તો નિસ્પૃહ અને નિર્મોહી હોય છે ઘરબાર પૈસો ટકો બધુ જ છોડીને તેઓ ગામોગામ વિચરતા હોય છે એટલે તેમના કુટુબીઓ ને તેમની હવે સારસભાળ લેવાની કે ખબર અતર રાખવાની તેઓની ફરજ મટી જાય છે એટલે કે શ્રી સઘમા રહેલા શ્રાવક શ્રાવિકા વર્ગ ની એ ફરજરૂપે બની જાય છે કુટુબી ખબર ન લે પણ સઘ તેઓની ખબર રાખે છે સઘને સોંપેલુ દેરાસર જેમ શ્રાવક શ્રાવિકા સઘને તપાસવાનુ કે સભાળવાનુ હોય છે ને તે માલ જેમ સઘનો કહેવાય છે તેની માલિકી પણ જેમ સઘની કહેવાય છે તેમ સાધુ સાધ્વીજી મહારાજોની પણ સુખશાતા પૂછવા વિગેરેની ફરજો પણ શ્રાવક શ્રાવિકા સઘને માથે છે તેમા કારણ એ જ છે કે ગામોગામના સીદાતા ક્ષેત્રોને ઉદ્ધરવા, આત્મશ્રેય સાથે પરમાત્મના ગુણને ખિલવવા અને શાસનની સેવા કરવા તો શાસનના ચરણે તેઓએ જિદગી આખી સોંપેલી હોય છે શાસનસેવા સાહિત્યસેવા, તથા પરોપકારથી ભરેલા ભાવ રસ ઝરણને વહેતુ મૂકવા માટે તો તેમના પ્રયાસો

હમેશ મારેના હોય છે સ્વાર્થને છોડી તેઓ પરમાર્થને સેવતા હોવાથી હિતબુદ્ધિથી અજાણ્યાને પણ બે ક ચાબુકરુ શબ્દો તેઓ કહી શકે છે, ને તેમના તે બે શબ્દોની અમર પણ હજાર શબ્દોથી પણ બીજાથી જે ન થાય તેવી બહુ જ ચમત્કારી બને છે વીતરાગના અમૂલ્ય રત્નો સમાન શબ્દોના ભાવને તેઓ જ સમજાવી શકે છે તેવા ઉપકારીના ઉપકાર નીચે દબાએલી દુનિયા તેવાની પણ પાસના કરે તેમ કાંઈ નવાઈ જેવુ તો છે જ નહીં, છતા તેઓની સુખપૃચ્છા કરી તેમની અગવડો દૂર કરવામા પોતાનુ સર્વસ્વ પણ સોંપે તો ય ઓછુ ગણાય, કારણ કે ગુરુ મહારાજ સિવાય ભવમસારને તરવાનો માર્ગ બતાવનાર દુનિયામા કોઈ જડે તેમ છે જ નહીં પ્રમાદીને જાગૃત બનાવે ઉમાર્ગે જતાને રોકી સન્માર્ગ ચીંધે અને તેમા સ્વાર્થનો લેશ પણ ન હોય એટલે તે ઉપકાર અવર્ણનીય બને છે કોઈ રસ્તે ભૂલો પડે, ને તેને માર્ગ બતાવી સ્થાને પહોચાડે, તેનો ગુણ લેવાનો હોય છે તો અનતા જ મમરણના દુખોથી બચાવનાર ગુરુનરેન્દ્રની કોઈ હીન ભાગી જ ન કરે આ કદર કરવાની વિચારણા થય તો જ હૃદયમા તેઓ પ્રત્યે ભક્તિના તરગો ઉછળે પછી તેમની સેવા કરવાનુ મન થાય છે તેમના પ્રત્યે સભ્યતા સચવાય તથા આહાર પાણીથી તેઓને પ્રતિલાભી ધન્યભાગી માનવાનુ બને છે જ્ઞાની આગળ તે પોતાને તુચ્છ માને છે પોતાના કે બીજાના નિમિત્તે તેમને નારાજ ન કરતા હમેશ રાજી રાખવા ચાહે છે કોઈ ભૂલ થય તો તેમની સમક્ષ પ્રશ્ચાત્તાપપૂર્વક અપરાધને વળી અપરાધની આપોઆપ ક્ષમા માગવાનુ મન થઈ જાય છે, તથા આવા અનેક ગુણો તેવા ગુણીઓની છાયા પામીને પ્રગટ થાય છે આવા કારણો હોવાથી શાતા પૂછવાના ભાવ જાગે છે અને પછી બધુ ય કરવાની તૈયારી થાય છે એ પણ એક મહાન પુણ્યોદય જ છે શાતા પૃચ્છા સાથે સેવાની તત્પરતા પણ તેમા સમાએલી હોય છે જ વિના ભાવથી પૂછનારને તો આ પૃચ્છાસૂત્ર માત્ર મુખ

પાઠ બની જાય, તેથી કોઈ આ સૂત્રનું મહત્ત્વ ઓછું થઈ જતું નથી કારણ હરહમેશના ક્રિયાયોગોમાં જેવા કે સવારે પ્રભુપૂજન, ગુરુવંદન પ્રભુવાણીશ્રવણ તથા પચ્ચક્ખાણુપાલન વિગેરે આવશ્યક ક્રિયાઓમાં ગુરુ મહારાજનો સુયોગ સદ્ભાવના ચિહ્ન રૂપ ન જ છે

પ્રશ્ન ૫—ઇરિયાવહી સૂત્રમાં બીજું જાણવા જેવું શું શું છે?

ઉત્તર—આ સૂત્ર ઘણું પવિત્ર છે દરેક ક્રિયાઓમાં તે અતિ સનુ સૂત્ર મૂળ ક્રિયારૂપ છે આત્માના શુદ્ધિકરણ માટે તે અમોઘ સાધન છે શરીરનો મેલ ઉતારવા જેમ પાણી સાથે સાબુ જોઈએ છે તેમ આ સૂત્રની ક્રિયા અધ્યાત્મજ્ઞાનની સાથે આત્માને લાગેલા કર્મ મેલને સાફ કરવા માટે ઉત્તમ સાધન છે, તેમાં બે મત નથી આપણે આમ જવા આવવા કે ઉઠવા બેસવાની જે ચેષ્ટાઓ કરીએ તેનાથી કર્મ બંધાય છે તે કર્મોને દૂર કરવા આ સૂત્રની ખાસ આવશ્યકતા છે ઇરિયાવહી પડિક્કમીને કાઉસ્સગ્ગ કરતા કરતાના સદ્ધ્યથી મુનિરાજને કેવળજ્ઞાન થયાના પણ શાસ્ત્રોમાં ઉલ્લેખ છે, તથા મહાપવિત્ર બાલમુનિ શ્રી અઈમુત્તાજીને ઇરિયાવહી કરતા કરતા કેવળજ્ઞાન થયું પાપનો પશ્ચાત્તાપ આ સૂત્રદ્વારા કેટલો થઈ શકે છે તે સહજ તેમાંથી સમજી શકાશે આ ઇરિયાવહી પડિક્કમવાનો વિધિ મોટે ભાગે દરેક વિધિની શરૂઆતમાં જોવામાં આવે છે જેમ કોઈને માથું દુખે કે પેટ દુખે અને વૈદ્ય કે ડૉક્ટરની પાસે ચિકિત્સા માટે જાય, તો ચિકિત્સક તે દરદી બીજી દવાઓ આપવા પહેલા જુલાબ જેમ આપે છે તેમ સર્વે ક્રિયાકાંડમાં પહેલા ઇરિયાવહીથી શુદ્ધ થઈને બીજી ક્રિયાઓ કરવાનું વિધાન જોવામાં આવે છે એટલે કે સામાયિક પ્રતિક્રમણ કરતા કે ચૈત્યવંદન દેવવંદન કરતાં, કુસ્વપ્નના નિવારણ માટે જવા આવવાની ક્રિયા કર્યા પછી શુદ્ધિ માટે, કાજો લેતા કે પગ વતાં, ચરવળો ઓઘો હાથમાંથી શરતચૂકથી પડી જાય ત્યારે કે મોટી ક્રિયા કરવામાં આડ પડે ત્યારે ને ચાલુ ક્રિયામાંથી

ઉડીને જવુ આવવુ પડે ત્યારે, આ સૂત્ર ઉપયોગમા આવે છે કાંઈ પણ દોષ લાગ્યા હોય તો તેને ગુરુને આલોચના કરવી કે પ્રાયશ્ચિત લેવા શુદ્ધિ કરવાનો ઈરિયાવહી પડિક્કમવાનો વિધિ જઘન્યમા જઘન્ય છે

કેમ લાગવાના સર્વ કારણોમા નદી મુખ્ય હિંસાને કહેલી છે, અનેક પ્રવૃત્તિઓ કરતા ઇચ્છાથી કે અનિચ્છાથી પાપદોષ લાગેલ હોય, તો તેના પણ પ્રતિક્રમણનો આના સમાવેશ કરવામા આવ્યો છે તે સિવાય પણ મનથી કે વચનથી જે જે તાજા કર્મો લાગ્યા હોય, તે કર્મોને આ સૂત્રવિધિથી ખપાવવામા આવે છે ' તને સજા માફ ' એટલા વચનના પ્રયોગોના પણ ફળ મળતા દેખાય છે, ને તેમ કહેવાથી મુક્ત થાય છે તેમ અહીં પણ સમજવુ

ઈરિયાવહી સૂત્રથી બધાને ફળ તુરત જ મળી જાય તેવુ આપણે અત્યારે કહેવા માગતા નથી છતાં કોઇ પણ ક્રિયા કરવા પહેલા તેને યોગ્ય એવી પ્રાથમિક શુદ્ધિ તો કરી જ આપે છે ઈરિયાવહી પડિક્કમવામા પાચ સૂત્રોનો સમાવેશ થાય છે (૧) ઇચ્છામિ ખમા૦ (૨) ઈરિયાવહી સૂત્ર (૩) તસ્સ ઉત્તરી (૪) અન્નત્થ અને (૫) લોગસ્સ તેમા વચ્ચે થતો કાઉસ્સગ્ગ પણ તેનુ અંગ જ લેખી શકાય એટલે તસ્સ ઉત્તરીને પણ ઈરિયાવહીનુ અવાતર સૂત્ર જ કહી શકીએ અભિહયા વિગેરે દશ પદો વિરાધના શબ્દની વ્યાખ્યારૂપ છે હવે આ ઈરિયાવહીમા બે પ્રકારના પ્રાયશ્ચિત્તો આવે છે (૧) આલોચના પ્રાયશ્ચિત્ત (૨) પ્રતિક્રમણ પ્રાયશ્ચિત્ત ભવો ધિતાનક ગુરુ મહારાજની સમક્ષ વિગતવાર અપરાધ જણાવે તે આલોચના, અને હૃદયથી તેની માફી માગવી તે પ્રતિક્રમણ આ બેઉ મહત્વની વસ્તુઓ આ સૂત્રમા આવે છે એટલે અપરાધ વર્ણનનો પ્રથમ વિભાગ કહીને હિંસારૂપી વિરાધનાનુ પ્રતિક્રમણ બીજા વિભાગથી કરવામા આવે છે આ સૂત્રના આ પ્રમાણે ભેદ કરવામા આવ્યા છે જીવના ભેદ ૫૬૩×અભિહયાદિ ૧૦×મે

રાગદ્વેષ×યોગ૩×કરણ કરાવણ ને અનુમોદન૩×કાળ૩×અરિહંત-સિદ્ધ-સાધુ દેવ ગુરુ અને આત્મસાક્ષિથી તે સર્વે મેળ પ્રભે મળીને તેના ભાગા ૧૮,૨૪૧૨૦ થાય છે

પ્રશ્ન ૬—તસ્સ ઉત્તરી સૂત્રનો શો હેતુ હશે?

ઉત્તર—અનંત જ્ઞાનીઓના ગહન અર્થોને ઉકેલવાની શક્તિ તો આપણામા ક્યાથી આવી શકે? છતા સામાન્યત એમ કહી શકીએ કે પ્રાયશ્ચિત્ત પ્રતિક્રમણના વધારામાં આ સૂત્ર જરૂરી તો છે જ ગુરુ મહારાજ સમક્ષ આલોચના કર્યા બાદ પોતાનુ શુદ્ધિકરણ નિષ્કપટપણે કરે છે તેની તેમા જાહેરાત કરાય છે વિશેષ પ્રમાણમા દોષ લાગ્યો હોય ને તેનાથી લાગેલુ પાપ ઇરિયાવહી સૂત્રથી તાજા લાગેલા કર્મો મટેનુ પ્રતિક્રમણ કરવા છતા તેટલાથી ન વળી શકે તેમ હોય તથા જૂના બીજા પણ જે પાપકર્મો અગાઉના હોય તેનો નિર્ઘાત કરવાના હેતુથી કાઉસ્સગ્ગ જેના આકરા સાધનનો ઉપયોગ હવે કરવામા આવે છે તે તસ્સ ઉત્તરી સૂત્રના ઉપક્રમથી થાય છે અભિહયા વિગેરે દશ પદો દ્વારા જે વિરાધના થઇ તે થઇ ગએલી હિંસાના અપરાધોને ખમાવવા માટે પોતાની આત્મનિંદા અને પાપ પશ્ચાતાપના વિશેષ શુદ્ધિકરણનો ભાવ આ સૂત્રમા રહેલો છે તે સ્પષ્ટ સમજાય તેમ છે કેટલીક વખત કાઉસ્સગ્ગમા અન્નત્થ સૂત્રની અગાઉ તસ્સ ઉત્તરી પણ બોલાય છે અને કેટલાકમા અરિહંત ચેઇઆણંના વંદણવત્તિઆએ વિગેરે શબ્દોનુ અનુસધાન વિધિઓમા લેવાતુ જોવાય છે તેના વિશેષ હેતુઓ મોટા આકર ગ્રથોમાથી જોઇ લેવા ભલામણ છે પ્રાયશ્ચિત્તો દશ પ્રકારના હોય છે તેમા આલોચના પ્રતિક્રમણ, કાઉસ્સગ્ગ તથા તપ વિગેરેનો સમાવેશ થાય છે એટલે કાઉસ્સગ પ્રાયશ્ચિત્તનો ક્રમ જે ત્રીજો આવે છે, તે આલોચના વિગેરેની ઉત્તર ક્રિયાસ્વરૂપ છે તેના અહીં નિર્દેશ છે એટલે મિચ્છામિ દુક્કડં આપવા છતા બાકી રહેલ અપરાધોની શુદ્ધિ કરવાના હેતુથી કાઉ

રસગ્ગ પ્રાયશ્ચિત્ત કરવા માટે 'તસ્મ' શબ્દનો આ સૂત્રમા પ્રયોગ છે અથવા તાજા સાવદ્ય કર્મોના દોષોને ખમવા ઇરિયાવહી સૂત્રનો ઉપયોગ સભવે છે, અને જૂના કર્મો માટે કાઉસ્સગ્ગ માની શકાય છે

આ સૂત્રમા શરૂઆતમાં જે તસ્સ શબ્દ છે, તેનો અર્થ એક અપેક્ષાએ સામાયિકરૂપ આત્મગુણ એમ પણ કહી શકાય, બીજી અપેક્ષાએ સાવદ્ય યોગ પણ કહી શકાય એટલે નિરવદ્ય જે કરણીય યોગો છે તેના અસેવનનુ અને અસેવ્ય પાપસેવનનુ ઉત્તર ક્રિયારુપ પ્રતિક્રમણ આ સૂત્રથી આગળ પગલા માંડે છે જેમ નવકાર મત્રમા રહેલા બે ફળનુ સ્વરૂપ ચ-શબ્દ દ્વારા કહેલ છે ને ચ જેમ બે વાક્યોને જોડે છે એમ તો પાપ વ્યાપારના નાશનું વાક્ય, અને ઉત્કૃષ્ટા મગળની પ્રાપ્તિનુ બીજુ વાક્ય તેમ અહી તસ્મ શબ્દના બે ભાવો જ્ઞાની પુરુષોએ આપણને આપેક્ષિક અર્થો દ્વારા બતાવેલ છે હવે **સાવદ્ય યોગના ત્યાગ સ્વરૂપ જે સામાયિક** કહ્યુ તેમા કરેમિ ભતે ની શરૂઆતથી માંડીને જાવ નિયમ 'ની પૂર્ણતા ન થાય ત્યા સુધીમા સામાયિક સેવનની જ્ઞાનની જ્ઞાનીઓની કે દેવગુરુધર્મની ઉપાસનામા જે કાંઈ અવજ્ઞા, વિરાધના અવિધિ આશાતના અનુપયોગિપણુ કે અસાવધાનતા થયા હોય તે ક્ષતિઓ ત્રુટિઓ કે ખામીઓરુપ જે જે અપરાધો કે દોષો લાગ્યા હોય તેના પ્રતિક્રમણની ઉત્તરક્રિયા આ સૂત્રથી આરભાય છે

હવે ઇરિયાવહી સૂત્રને છેડે પણ તસ્સ શબ્દ છે અને આ સૂત્રમા પણ તસ્મ છે ત્યા તત્કાલના સાવદ્ય દોષ પૂરતો અર્થ ગણાય છે ત્યારે અહીં શલ્ય તથા જૂના પાપ દોષોના અપરાધોનુ ચિતન કરવામા આવે છે એમ સ્વવાથી બધુ યુક્તિસગત બની શકે છે તત્કાલનો તાજો દોષ ધ્યાન બહાર તો ન જ હોય, એટલે તે અતીવ પશ્ચાત્તાપ યુક્ત જ હોય, તેથી વખતે મિચ્છામિ દુક્કડ માત્રના ભાવપૂર્વકના ઉચ્ચારણથી પણ તે દૂર થઇ શકે તેમ પણ

બને અને જૂના કર્મો જે અનુપયોગથી પ્રાય ભુનાઇ ગયાં હોય તેની વિશેષ શુદ્ધિ માટે કાઉસ્સગ્ગ આવશ્યક અને જ કાયોત્સગ એ વિશેષ શુદ્ધિ કરવાનુ પ્રબળ સાધન છે ૧૦ પ્રાયશ્ચિત્તોમા કાયોત્સર્ગને પણ ગણાવેલ છે, તે આપણે પાછળ જોઇ ગયા તેમા ક્રમ જોતા કાયોત્સગ પ્રતિક્રમણ પ્રાયશ્ચિત્તની ઉત્તરે એટલે પછી ચડિયાતા ક્રમે આવે છે તે જ પ્રમાણે ‘કેમિ ભતે સૂત્રમા પણ પહેલા પડિક્કમામિ શબ્દથી પ્રતિક્રમણ પ્રાયશ્ચિત આવે છે અને વોસિરામિ શ૦’થી કાયોત્સર્ગ વિધિની ઉત્તરક્રિયા – ર પ્રાયશ્ચિત્ત છે એમ સમજી શકાય તેનુ છે

પ્રશ્ન ૭—ઉપરના સૂત્રને અન્નત્થ સૂત્ર સાથે કેટલો સબધ છે ?

ઉત્તર—તસ્સ ઉત્તરીમાં ઠામિ કાઉસ્સગ્ગ આવે છે તે શબ્દ, અન્નત્થમા આવતા આગારેહિ શબ્દ સુધી સબધ ધરાવે છે ‘આગારેહિ ઠામિ કાઉસ્સગ્ગ’ કે આટલા આગારોપૂર્વક હુ કાઉસ્સગ્ગ કરુ છુ જેમ વ્યવહારમા એમ બોલાય છે કે ‘ હુ તમારી રાત દિવસ સેવા કરીશ પરતુ નિદ્રાને છોડીને હુ બધાઉ છુ આવી જ રીતે આ સૂત્રમાં કહેવાયુ છે કે આટલા આગારો સિવાય મારા આ કાઉસ્સગ્ગમાં હુ સ્થિર થાઉ છુ હવે આજના કાળના જીવો મોટે ભાગે બધા જ અલ્પસત્ત્વવત હોવાથી દરેકને માટે અહીં આટના બધા આગારોની છૂટ રખાવવામાં આવી છે આજના જીવો માટે વીતરાગ ભગવાને તે છૂટને મા ય રાખેલ છે હવે અભગ્ગો શબ્દની સાથે પણ ‘ઠામિ કાઉસ્સગ્ગ શબ્દનો સબધ છે કાઉસ્સગ્ગમાં દઢ રહેવાનુ, તેની સમય મર્યાદા સ્થિરતાની જાહેરાત, વિગેરે ભાવો તેમાંથી મેળવી શકાય છે કાઉસ્સગ્ગ અખડિત અને વિરાધના કર્યા વગર કરવાનુ પણ તેમા જણાવાયુ છે કાઉસ્સગ્ગ મુદ્રા દ્વારા સ્થાનથી એટલે કાયાથી વચનની સ્થિરતા મૌનથી ને મનોનિગ્રહની સ્થિરતા પણ ધ્યાનથી કેળવવા અહીં ગણાવેલ છે

અપ્પાણુ વોસિરામિનો અર્થ અહીં આ રીતે ગોઠવવાનો છે મન વચન કાયાની બાહ્ય પ્રવૃત્તિઓને બહિરાત્મા કહેવાય છે, તેના સબધવાળી પોતાની જે કાયા—એટલે આ શરીરનો તેવા અપ્પાણુ એટલે પુદ્ગલસગી આત્માનો પાપવ્યાપારોથી ત્યાગ કરવામા આવે છે

પ્રશ્ન ૮—કાઉસ્સગ્ગનુ મહત્ત્વ કાઈ વિશેષ કહો

ઉત્તર—તસ્મ ઉત્તરીમા કાઉસ્સગ્ગને ઉત્તરક્રિયા તરીકે જે બતાવ્યુ તે તો આપણે જોયુ કાઉસ્સગ્ગમા ધ્યાન કરવાનુ હોય છે તે ધ્યાન પાચ પરમેષ્ઠિ ભગવતોનુ અથવા આ અવસર્પિણી કાળમા થએલા ચોવીશ ભગવતોનુ ધ્યાન ને સ્મરણુ ઉત્તમ મનાએલુ હોવાથી નવકાર કે લોગસ્સ મૌન રીતે મનમા ગણવાનુ વિધાન છે પરમ પ્રમોદમા આવીને આ નામસ્તવથી સ્તુતિ કરાય કાઉસ્સગ્ગમા શ્વાસોશ્વાસનુ પ્રમાણુ રાખવામા આવે છે તે અમે પાછળ જણાવી ગયા છીએ એક લોગસ્સ બરાબર ચાર નવકાર ગણાય છે કાઉસ્સગ્ગમા નવકાર કે લોગસ્સ સૂત્રોને ધ્યેય ને સ્મરણુ તરીકે નિયત કરવામા આવેલ છે તે કાઉસ્સગ્ગ પાર્યા પછી પણુ એ ચોવીશ પ્રભુજીના ઉપકારને સ્મરવા એ જ લોગસ્સને પ્રગટ કરવામા આવેલ છે

હવે કાઉસ્સગ્ગ તો ૭ અભ્યતર તપમાના પ્રાયશ્ચિત્ત નામના પ્રથમ ભેદનો પાચમો પ્રકાર છે તથા પ્રતિક્રમણુમા આવતા ૭ આવશ્યકમાનુ પાચમુ આવશ્યક છે એટલે આ કાઉસ્સગ્ગ એક જાતનુ તપ પણુ છે બાર તપમા આ કાઉસ્સગ્ગનો કાયક્લેશમા સમાવેશ કરવામા આવે છે આ કાઉસ્સગ્ગ એક જાતનુ ધ્યાન જેવુ જ કહેવાય જો કે ધ્યાન અને કાઉસ્સગ્ગમા થોડો થોડો તફાવત તો છે જ કાઉસ્સગ્ગને એક આધ્યાત્મિક યોગ જ કહી શકાય કપડા ધોવા, પછી ઘડી

વાગેલી, પછી દવાઓ દેરવવી, એવી ઉત્તર ક્રિયા વ્યવહારમાં જેમ જોવાય છે અથવા પગમાં કાંટો ઊંડો જાય ને શસ્ત્રો દ્વારા ઓપરેશનરૂપી ક્રિયા કરીને ઉત્તરક્રિયારૂપી જેમ મલમ પટ્ટો કે પાટો જેમ લગાડાય છે, તેમ શલ્ય કાઢીને કાઉસ્સગ્ગનું સેવન અહીં ઉત્તરક્રિયાના વિધાન રૂપે છે

પ્રશ્ન ૯—લોગસ્સ સૂત્રમાં એવું કયું મહત્ત્વ છે કે તેને કાઉસ્સગ્ગમાં સ્થાન આપ્યું ?

ઉત્તર—કાઉસ્સગ્ગ એક દૃષ્ટિથી વિચારીએ તો ઉન્માર્ગે જતા મન વચન ને કાયાના યોગોને વશ કરવા માટે એક ઉત્તમ વશીકરણરૂપ ઔષધ છે તે સ્થિરતાનું એક સાધન છે હવે શૂન્ય અને વિચાર રહિત બેસી રહે તેના કરતા વિશ્વની વિભૂતિઓનું સ્મરણ કરે, તો સાધ્યને સિદ્ધ કરવા આ સ્મરણ સહાય કરે તે હેતુથી લોગસ્સનું વિધાન સમુચિત છે દેવોના નામ સ્મરણથી અનંતા કર્મો પણ ખપી જાય જેમ માછલીને તરવામાં પાણી ધક્કો નથી મારતું, છતાં સહાયરૂપ જરૂર નિવડે છે પાણી વિના તરાય નહીં ને જીવાય નહીં, તેમ આ તીર્થપતિઓના પુણ્યનામ સ્મર્યા વિના કાઉસ્સગ્ગ શોભે નહીં, ને ફળે નહીં તેજ રીતે નવકારમાં પણ પુણ્યપુંજ એવા પંચ પરમેષ્ઠિઓનું સ્મરણ પણ શ્રેયસ્કર છે, અને કાયોત્સર્ગ ને સફળ બનાવનાર બને છે આ નમુત્થુ સ્મરણ કાઉસ્સગ્ગમાં જેમ વિહિત છે તેમ આ પ્રતિક્રમણની ક્રિયાની પૂર્ણાહુતિરૂપે પણ લોગસ્સને જ્ઞાનીઓએ પસંદ કરેલ છે કાઉસ્સગ્ગની સાથે સાથ ઉત્તમ આત્માઓને મન ધ્યાન એ સોનું ને સુગંધિના મેળાપરૂપે બને છે આ કાઉસ્સગ્ગની ક્રિયાઓમાંથી એ ધ્વનિ નિકળે છે કે આરાધક આત્માઓએ અનેક વખત અથવા છેવટે રાત્રિએ શાંતિના સમયે કે પરોઢિયે ચાર વાગે ઉઠીને ૐકારનું શ્રી સિદ્ધાચલ મહાતીર્થનું કે શ્રી સિદ્ધચક્ર જેવા મહાન પ્રભાવિક

મહાયત્નુ એકાતમા સાધુ મુનિરાજે કે શ્રાદ્ધવર્ગે કે શ્રાવિકાવર્ગે જરૂર ધ્યાન ધરવુ જ જોઇએ, તો તેનાથી પુદ્ગલસગ ધરી શકે ધ્યાન ધરતા એકત્વાદિ ભાવના પણ ભાવવી જોઇએ

પ્રશ્ન ૧૦—લોગસ્સમા ૨૪ ભગવાનોના નામો છે તેમાની ટૂક વિશેષ તાઓ જણાવો

ઉત્તર— રેક તીર્થ કર ભગવાનની માતાઓ ૧૪ સ્વપ્નો જુએ છે હવે પહેલા **શ્રી ઋષભદેવ પ્રભુ**ના મરદેવા માતાજીએ પહેલુ સ્વપ્ન સિંહને બદલે બળદ-વૃષભનુ જોયુ હતુ એટલે એ પ્રભુનુ નામ ઋષભ એવુ નામ પાડયુ એ ભગવાનને એકસો પુત્રો હતા તેમા સૌથી મોટા ભરતજી હતા ભરતજી ચક્રવર્તિ થયા હતા અને આરિસા ભુવનમા આગળીમાંથી વીંટી ખરી પડતા કેવળજ્ઞાન થયુ હતુ તેના નામ પરથી આ ભૂમિનુ નામ **ભારત** પડ્યુ છે, એમ પણ કોઇક કહે છે બાકી મેરુ કે જબુદ્વીપ, જેવા ભરત ઐરવત વિગેરે નામો પણ શાશ્વતા જ છે તે નામ અનતા કાળે પણ એના એ જ રહેવાના **આ ભરત મહારાજાએ જ ચક્રવર્તિ પણામા ચાર વેદોની રચના કરી હતી.** તમા પછીથી ઘણા ફેરફારો કાળબળના પરિવર્તનથી થયા આજે તે બ્રાહ્મણોના ધર્મશાસ્ત્ર રૂપે પરિવર્તિત સ્વરૂપમા મળે છ ભરતજીએ અગ્ર ક્ષકની જેમ ધર્મ યાદ કરાવવા માણસો રોક્યા હતા, તેની સખ્યા વધી એટલે રસોડામા બીજા જમી ન જાય તે હેતુથી તેમને જનોઇ-યજ્ઞોપવિતનુ ચિહ્ન આપ્યુ તે આજે દિગ બર સપ્રદાયના શ્રાદ્ધોમા તથા બ્રાહ્મણાદિમા જણાય છે હે રાજન ! રાજ્ય હિમાથી ભરેલુ છે, મા હન-ચેતતા રહેજો ' એવુ સભામાં તે રોકેલા માણસો કહેતા તે બધા મા-હન શબ્દ માથી બ્રાહ્મણ થયા

બીજા **અજિતનાથ પ્રભુ**ના માતાજી પાસાની રમતમાં હારી જતા હતા પણ પ્રભુજી જ્યારથી ગર્ભમાં પધાર્યા ત્યારથી

તે હતવા લાગ્યા તેવા પ્રભાવના કારણે પ્રભુનુ નામ અજીત પાડવામાં આવ્યુ હતુ હવે શ્રી સંભવનાથ પ્રભુના માટે એમ થયુ કે દુષ્કાળમા ધાન્યનો અસંભવ હતો પણ પ્રભુજીના ચ્યવન કલ્યાણક બાદ અચાનક અસંભવિત ધાન્યનો સંભવ થયો, તેથી તે પ્રભુનુ નામ સંભવ પાડ્યુ હતુ ચોથા ભગવાનના ગર્ભમાં આવ્યા બાદ ઇન્દ્રો વિગેરે ઘણી વાર માતાજીને અભિનંદન આપવા આવતા હતા તેથી અભિનંદનસ્વામિ નામ રાખ્યુ પાંચમા ભગવાન અવતર્યા બાદ પ્રભુની માતાએ એક મહત્વની તકરારનો ન્યાય આપ્યો હતો એક પુત્ર માટે બે બાઇઓએ તકરાર ઉઠાવી બેઉ કહે કે-આ મારો પુત્ર છે તે પ્રભુજીના પ્રભાવથી માતાજીએ વાજબ બરાબર તોળી આપ્યો એટલે સુમતિ જાગવાથી સુમતિ નામ આપ્યુ છઠ્ઠા તીર્થપતિ કુખે આવ્યા ત્યારે માતાજીને એવા મનોરથ થયા કે, હુ પદ્મોની શય્યામા આરામ કરુ, તેથી પદ્મપ્રભ ભગવાન નામ પડ્યુ સાતમા પ્રભુજી ગર્ભમા આવવાના પ્રભાવથી પ્રભુના પિતાજીને બે પડખે કુષ્ટરોગ હતો ત્યા પ્રભુના માતાજીએ હાથ ફેરવ્યો તેથી અંગ સારુ થઇ ગયુ, તેથી સુપાર્શ્વ નામ આપ્યુ આઠમા શ્રી ચંદ્રપ્રભ ભગવાનની માતાને ચંદ્ર પીવાનો દોહદ થયો હતો રાજાના પ્રધાને યુક્તિથી તે પૂર્યો હતો એટલે ચંદ્રપ્રભ નામ આપ્યુ

નવમા ભગવાનનુ ચ્યવન થયા બાદ માતાપિતા વિધિસહિત ધર્મારાધન કરવા માંડ્યા, તેથી સુવિધિ એમ નામ રાખ્યુ દશમા તીર્થંકર ભગવાન ગર્ભમા હતા ત્યારે પ્રભુના પિતાજીના શરીરે જે દાહજ્વર હતો, તે પ્રભુના પ્રતાપે તેમની માતાએ હાથ ફેરવ્યો ને અંગ શીતળ થઇ ગયુ, તેથી શીતળનાથ નામ થયુ ૧૧મા પ્રભુને એમ બન્યુ કે, મંદિરમા એક શય્યાનો અધિષ્ઠાયક દેવ હતો, તે શય્યા પર કોઇને તે બેસવા દે નહીં છતા પ્રભુના મહત્ પ્રભાવે પ્રભુજીની માતા ત્યા બેઠા અને કાંઈ પણ-

ઉપદ્રવ થયો નહીં, ને દેવ ભાગી ગયો, તેથી શ્રેયાંસ અથવા કલ્યાણ કરનાર થવાથી શ્રેયાંસ એમ નામ જાહેર થયુ વાસુપૂજ્ય એથી નામ થયુ, કે ઇંદ્ર પ્રભુના ગર્ભના પ્રભાવથી પ્રભુના માતાપિતાની વસુરત્નોથી પૂજા કરતા હતા એક વખત એક મંદિરની બાજુમા એક પતિપત્નીનુ યુગલ કોઇ ગામથી આવ્યુ રાત્રિ ત્યા રહ્યા ત્યા એક વ્યંતરી દેવી રહેતી હતી તે પેલા પુરુષના રૂપથી મોહિત બની સ્ત્રીનુ રૂપ કરી ત્યાં ગોઠવાઇ ગઇ બે સ્ત્રીઓને તકરાર થઇ મંત્રી કે રાજા પણ તેનો નિર્ણય આપી શક્યા નહીં ત્યારે ૧૩મા પ્રભુના ગર્ભના પ્રભાવથી માતાજીએ આ રીતે નિરાકરણ કર્યુ પેલા પુરુષથી બેઉ સ્ત્રીઓને દૂર ઊભી રાખીને બેઉને કહ્યુ કે–' જે સ્ત્રી પતિવ્રતા સાચી હશે તે દૂર રહેલા પતિને દૂરથી સ્પર્શ કરે તે તેનો પતિ ગણાશે " દેવી માયાથી નકલી સ્ત્રીએ હાથ લંબાવ્યો તુરત જ તે ગુનેગાર જાહેર થઇ ને તે દુષ્ટાને કાઢી મૂકી ન્યાય કરવાની નિર્મળ બુદ્ધિ થવાથી વિમળ નામ અપાયુ અનંતનાથ ભગવાન માટે તો આશ્ચર્યકારક બન્યુ છે ગર્ભના પ્રભાવથી પ્રભુના માતાજીએ જે આકાશને અનંત કહેવાય છે તે અનંતમા અંત વગરનુ એક મોટુ ચક્ર ભમતુ જોયુ વળી અનંત રત્નોની માળા જોઇ તથા અનંત ગાંઠોવાળા દોરાઓથી કંઇક લોકોના તાવ ઉતારી નાખ્યા આવુ જોવાથી અનંત નામ પસંદ કરવામા આવ્યુ ૧૫મા પ્રભુની માતાએ ને પિતાએ પ્રભુજીના આવવા પછી વિશેષ ધર્મ કરવા માંડયો તેથી ધર્મનાથ નામ અપાયુ ૧૬મા પ્રભુના ગર્ભના પ્રભાવથી માતાએ અમી છાંટયુ ને તુરત શહેરમા ચાલતા મરકીના રોગની શાંતિ થઇ, એટલે શાંતિનાથ નામ પડયુ

૧૭ મા પ્રભુની માતાએ સ્વપ્નમા એક વાર પૃથ્વી પર એક મોટો રત્નમય સ્તૂપ જોયો ને તેનાથી શત્રુઓ નાના કુંથુઆ જેવા થઈ ગયા હોય તેમ લાગ્યુ, ને તેમ થવાથી નાના મોટા

સૌનું રક્ષણ થયું તેથી કુંથુ નામ પડયું ગર્ભના પ્રતાપે માતાજીએ એક વાર સ્વપ્નમાં રત્નનો સ્તૂપ અને આરો જોયા, તેથી અરનાથ નામ થયું માતાને એક રાત્રિએ છએ ઋતુના પુષ્પોની શય્યામાં સુવાનો દોહદ ઉપજ્યો ગર્ભના પ્રભાવથી દેવોએ તે પૂર્ણ કર્યો મલ્લિકા નામની પુષ્પની જાતિના નામ પ્રમાણે પુત્રીનું નામ મલ્લિકુમારી આપ્યું પ્રભુના ગર્ભમાં આવવાથી મુનિ જેમ સારા વ્રતો પાળે તેમ શ્રાવકનાં બાર વ્રતો માતાપિતા સા પળવા લાગ્યા, તેથી ૨૦માં પ્રભુનું નામ મુનિસુવ્રત પડયું શત્રુઓએ કિલ્લા બહાર આવી ઘેરો નાખ્યો હતો તે માટે રાજા નિરુપાય થવા પછી, ગર્ભના પ્રભાવે પ્રભુજીની માતાએ કિલ્લા પર ચડી કરડી નજર કરી તેથી બધા તણખલાની જેમ નમી પડી શરણે આવ્યા માતાજીએ શરણાગત પર મીઠી નજર કરી બધાના માથે હાથ ફેરવ્યો બધા પોતાના સ્થાને ગયા તેથી નમી નામ પડયું ગર્ભના પ્રભાવથી સ્વપ્નમાં કાળા અરિષ્ટ રત્નોની રેખા તથા આકાશમાં ઉછળતા નેમિચક્રને જોયા હતા તેથી અરિષ્ટનેમિ નામ રાખવામાં આવ્યું ૨૩-મા ભગવાનને માટે એવું બન્યું કે પ્રભુના ગર્ભમાં આવ્યાના સુપ્રતાપે વામા માતાએ અંધારી રાતે પડખે-પાર્શ્વે-પાસે સર્પ જતો દેખાયો અને અશ્વસેન રાજાનો હાથ ઊંચો કર્યો રાજા જાગ્યા ને કારણ પૂછ્યું દીવો મંગાવી ખાત્રી કરી તો ત્યાં સર્પ દેખાયો એટલે પાર્શ્વ એમ નામ આપ્યું ૨૪મા વર્ધમાન સ્વામિ અથવા શ્રીમહાવીરસ્વામિ ભગવાન પણ કહેવાય છે તે પ્રભુની વાત તો પ્રસિદ્ધ છે ધનધાન્યાદિનો ઘણો ઘણો વધારો થયો શત્રુઓ વશ થયા યશ બહુ વધ્યો, તેથી માતાપિતાનું આપેલું નામ વર્ધમાન હતું, ને જન્મતાની સાથે અંગુઠો દબાવવા માત્રથી મેરુ કંપાવ્યો રમતમાં સર્પ ફેંકી દીધો, એવા અનેક વીરતાના પરાક્રમભર્યા પ્રસંગોના કારણે દેવતાઓએ આપેલું મહાવીર નામ

હતુ આમ ચોવીશ પ્રભુજીના નામકરણનો સક્ષેપ ઇતિહાસ આ પ્રસગે કહ્યો

પ્રશ્ન ૧૧ કાઉસ્સગ્ગમા લોગસ્સ જ ગણવો ?

ઉત્તર-હા જ્યા જ્યા થોડા શ્વાસોશ્વાસની જ આવશ્યકતા કેવળજ્ઞાની ભગવતોએ દેખી ત્યા ત્યા નવકાર મત્ર ગણવાનુ વિધાન છે નવમાર વિહિત સ્થાનો સિવાય લોગસ્સ જ ગણવાનો વિધિ છે પણ એટલુ તો ચોક્કસ છે કે આ બે સૂત્રોમા મોટે ભાગે તો લોગસ્સ જ ગણવાનો હોય છે પણ લોગસ્સ જેને ન જ આવડતો હોય, તેને એક લોગસ્સ દીઠ ચાર નવકાર ગણવાની છૂટ છે બાકી લોગસ્સને બદલે કદાપિ ભલે કે ઉવસગ્ગહર તો ન જ ગણાય તેવી જ રીતે માળા ગણવામા પણ ખાસ કરીને નવકાર લોગસ્સ કે ઉવસગ્ગહરને જ પસદ કરવામાં આવે છે અને ઇરિયાવહી કે તસ્સ ઉત્તરી સૂત્રોની કદી માળા ગણાતી નથી મહત્ત્વ તો બધે અરિહતોનુ જ હોય તે સ્વાભાવિક છે તે લોગસ્સની પહેલી ગાથામા જ વર્ણવાયુ છે, કે સ્વય સત્ય તો દર્શી, જ્ઞાન પ્રાપ્ત કર્યા બાદ જનહિતને લક્ષ્યમા રાખી તે તીર્થંકર ભગવતો એક મહાન સાર્વજનિક સસ્થાની સ્થાપના કરી ગયા છે ઉપદેશ આપી તે સસ્થાના ઘણા સભ્યો બનાવ્યા ને તે સસ્થાનુ નામ શ્રી ચતુર્વિધ સઘ કે શ્રી જૈન શાસન નામ રાખ્યુ તે દ્વારા કનમલિન જીવાત્માઓને ઉજળા ને વિશુદ્ધ બનાવ્યા દુનિયા ભરમા જે કાઈ ઉજળી બાજુ ગુણ, ધાય કે વિશુદ્ધિના જે જે અશો છે, તે બધુ તે મહાપુરુષોને જ આભારી છે, માટે જ તેઓ ઉત્કૃષ્ટ સ્તુતિને લાયક છે એ સ્પષ્ટ સમજાય તેવુ છે

પ્રશ્ન ૧૨ લોગસ્સમાથી બીજો કયો મહત્ત્વનો સૂર નીકળે છે ?

ઉત્તર-પ્રથમ ગાથામાં 'ચોવીશ કેવળી' એવુ જે આવે છે તે બહુ મહત્ત્વસૂચક છે તે એમ સૂચવે છે, કે એક ભગવાનનુ શરીર

પ્રમાણુ મોટુ, ને બીજા કોઈનુ નહુ એમ નામ, આકૃતિ, વર્ણ વિગેરે ૨૪ પ્રભુજીઓના અને જુદા તફાવતવાળા હતા, છતા બધાનુ કેવળજ્ઞાન એક સરખુ હતુ એટલે એક તીર્થપતિની દેશનાથી બીજાની દેશના જૂદી પડે એમ કદી બને જ નહી એથી 'સો શાણાનો એક મત' એ કહેતીને "અનંતા કેવળીના એક મતની" જેમ ટેકો મળે છે આજે ૧૨ દેશનેતાઓના બાર મત પડે તેમને વખતે વધુમતે કાયદો પસાર પણ કરવાનો પ્રસંગ બને ત્યા સાત વિરુદ્ધ પાચ મતે કાયદો પસાર થઈ પણ જાય એટલે તેમા પાંચે અણગમતુ હોય છતા માનવુ જ પડે છે તેના જેવુ અહીં કશુ બનતુ જ નથી એટલે સેવકને કોઈ ભગવાનના ઉપર ઓછી પૂજ્યબુદ્ધિ રહે ને કોઈના પર વધારે પૂજ્યબુદ્ધિ જાગે એવુ કાંઇ નથી સેવક તો સહેજ પણ ન્યૂનાધિક પૂજ્ય માન્યા વિના બધાયને એકસરખા માન્ય પૂજ્ય અને આરાધ્ય કોટિના માને છે એટલે જૈનશાસન કહે છે કે ભરતક્ષેત્રના સેવકને મહાવિદેહક્ષેત્રનાં સીમંધર કેવળી પ્રભુને માનવામાં સહજ પણ આનાકાની થતી નથી એ જ કારણથી અતીત અનાગત ને વર્તમાનના અઢી દ્વીપના સર્વે તીર્થંકરોનુ અસ્તિત્વ અને પૂજ્યપૂજ્યત્વ તેમ સર્વેનુ આધિપત્ય કે સ્વામિત્વ જૈનશાસનમા એક સરખુ માન્ય ગણાયુ છે તે જ પ્રમાણે લોગસ્સમા ચોવીસે પ્રભુના નામો જણાવ્યા પછી બધાયની સવસામાન્ય સ્તુતિ છેવટે કરવામા આવી છે એટલે તે બધાય ગુણો સવના એક સરખા ખીલેલા હતા તે પણ આનાથી સાબિત થાય છે વળી કીર્તન કરાએલા, પૂજાએલા વિગેરે ગુણકથનથી તે તે પ્રભુઓનુ પ્રભુત્વ, લોકોત્તરપણુ અને દુનિયામા તેઓની જોડ ન જડે તેવુ ઉત્તમ ગુણિયલપણુ પણ તેઓમા હતુ તેવા ઉત્તમ સાબિત થઇ ચૂકેલા તીર્થપતિઓની પાસે સેવક પોતાના જ સમરણના દુખોની અને

બીજી સુખદુ ખની વાતો પ્રાર્થના દ્વારા પોતાના તારક માનીને કરે તે સ્વાભાવિક છે

પ્રશ્ન—૧૩ કરેમિ ભ તે સૂત્ર સામાયિકનુ મુખ્ય આધાર સૂત્ર કેમ છે ?

ઉત્તર—અવ્રત એ દુનિયાને માટે મોટુ દૂષણ અને કલક સમાન છે કેવળજ્ઞાનથી ભગવતોએ ભયકર એવા ને કિનારા વિનાના એવા સમારસમુદ્રથી તરવાને જો કોઇ મગીન આલબન જોયુ હોય અને ઉપદેશ્યુ હોય તો તે આ સૂત્ર જ છે એટલે સમગ્ર જિનવાણીમા મૂગ તરીકે અથવા સમગ્ર જિનકથિત શાસ્ત્રોનુ જો કોઇ પણ મુખ્ય બીજરૂપી સૂત્ર હોય તો તે આ ' કરેમિ ભતે ' સૂત્ર છે તેમા એમ જણાવ્યુ છે કે હે તીર્થ કર ભગવાન્ ! આપના ઉપદેશ ને આજ્ઞા મુજ ! અથવા હે ગુરુ મહારાજ ! આપની આજ્ઞા અનુસાર હુ મારી શક્તિ પ્રમાણે મારી અનતીપણાની અનાદિ કાળની વિષમ તથા ચચળ પરિસ્થિતિને અટકાવી મારા આત્માની કાઇક સ્થિરતાપૂર્વકની સમસ્થિતિ સપાદન કરવા સામાયિક કરવા ઇચ્છુ છુ વિશેષમા તે સમતા કેળવવા માટે મન વચન ને કાયારૂપી ત્રણ પ્રકારથી તથા ન કરુ ને ન કરાવુ એ રૂપ બે પ્રકારોથી એમ છ રીતિએ હવે પછી મારા મનથી બે ઘડીના નિયમ સુધી છએ કાયના કુહાડાથી મુક્ત બની સાચો અહિ સા ધર્મનો ઉપાસક બની ૪૮ મિનિટ સુધી પાપકારી પ્રવર્તનોનો ત્યાગ કરુ છુ અને ત્યા સુધી-બે ઘડીના ધારેલા નિયમ સુધી આપની સેવા કરવા ચાહુ છુ વિશેષમા હે ભગવાન્ ! અથવા હે મહારાજશ્રી ! તે ત્યાગ કરતા સાવદ્ય વ્યાપારો મારાથી કદાચ થઇ જાય તો તેનુ અને જૂના જે જે પાપકાર્યો પહેલા થઈ ગયા હોય તેનુ, ખરા અત કરણપૂર્વક પ્રતિક્રમણ કરુ છુ એટલે કે તે પાપથી નિવર્તુ છુ, નિવર્તન કરવા ચાહુ છુ તથા તે પાપયોગોથી દૂર રહીને શુભ યોગોમા પ્રવર્તુ છુ એ પાપયોગો ખરેખર અસાર વધારનાર છે દુ ખો આપનાર છે, અને જન્મ મરણ

વધારનાર છે માટે તેની આપની સમક્ષ ખરા અ ત કરણથી નિંદા કરુ છુ

હુ પોતે હવે કેઈ પણ ભોગે આ સામાયિકમા અતર-આત્માને સમતામય સ્વસ્થ બનાવવા માટે અને સ્થિર રહેવા માટે બહારની વિષયકષાયની દુનિયામાં ભટકતા એવા મારા બાહ્ય આત્માનો ત્યાગ કરુ છુ એટને પાપવ્યાપારોમા રમતા ને ભમતા મારા આત્માને અહીં સ્થિર કરી અતર આત્માની શુદ્ધિ કરવા ચહુ છુ અથવા ઘણા પાપો બાધી મલિન થએલા આત્માને અતરગથી શુદ્ધ કરવા ચાહુ છુ એટલે કે પાપવ્યાપારોને વોસિરાવુ છુ અથવા પાપવાસનાઓથી વાસિત થએલ જે બાહ્ય આત્મા તરીકે કહેવાય છે તે બાહ્યપણાને ત્યાગુ છુ જેમ પોતાની સ્ત્રી ઘરમા હોવા છતા પર ઘરે ભટકનાર દુર્વાસનાવાળાને એમ કહેવાય કે તુ બહાર ભટકવાનુ મૂકી દે તારા ઘરમા સતોષ રાખ! તેમ અહીં પણ આત્માને આ નિંદા દ્વારા એ ઉત્તમ શિખામણ આપવામા આવે છે કે તુ પુદ્ગલનો જે પૂજારી થયો છે, તે બાહ્યભાવમા કે વિભાવદશામા ભટકનાર કહેવાય ખાવાપીવામાં મોજશોખમા અમની રહેવામા વૈભવ-વિલાસમા શરીર શુશ્રૂષામા જે પડી ગયો છે, ને આત્માથી કે આત્માના ગુણોથી તુ જે પરાઙ્મુખ બ યો છે તે તને શોભતુ નથી તુ અતરમુખ થા અધ્યાત્મની સ મુખ બન. પોતાના આત્માને ભૂલી ન જા સ્વભાવદશાવાળો થા આત્મ-ભાવને નજર સામે રાખ એ બધુ સ્વસ્થ ચિત્તે સામાયિક લઇને ઊંડો વિચાર કરશે ને તુ સ્થિર બનશે તો જ બની શકશે. એટલે આ સૂત્ર પાપવાસનાઓ ઉપર પહેરો ભરનાનુ કામ કરે છે અને આત્માને પોતાના સ્વભાવમા આવી પોતાને ઘરે રહેવાનુ કે આવવાનુ શિખવે છે ઘર ધન, શરીર વિગેરે આત્માથી પારકુ છે એટલે પારકાનો મોહ છોડી દે તારા ઘરની તો તપાસ રાખ.

કમાના જોગ પુત્ર થાય ને દેરનાર બાઇબધો માથે ભટક્યા કરે ને ઘરનુ કાઈ ન સભાળે ત્યારે તેને પાસે બેસાડી શાંતિથી માતપિતા કે સગાવ્હાલાએ શિખામણ આપવી પડે કે ભાઈ હવે તુ સમજુ ને મોટો થયો, તારુ ઘર સભાળ આપણે આપણુ ઘર સભાળવુ જોઇએ

ઘરમાં છોકરાના લગ્ન આવે ને ઘરમા દાગીના ન હોય, ત્યારે ઉછીના લાવીને અવસર શોભાવવો પડે છે ત્યારે તે લાવેલા ઘરેણાને સાચવવા માબાપ વારવાર પહેરનારને ટોકે છે કે જુઓ આ આપણાં નથી પારકા છે અવસર પતે કે તુરત જણસે જણસ જેવી ને તેવી અવસ્થામા પાછી સોંપવાની છે – " તે પારકાં ઘરેણાનો મોહ વધારે દિવસ જેમ રખાતો નથી તેમ ધન કુટુબ ઘર કે શરીર એ બધુ આત્માથી પારકુ છે તેથી તે મોહ ખોટો છે તેના મોહમા ગુચાએલા આત્માને બાહ્ય આત્મા કહેવાય છે બાહ્ય વસ્તુઓમા ભટકવાથી આત્માને ૧૮ પાપસ્થાનકો સેવવા પડે, ને તે જ પાપના ફળો એ જ પૌદ્ગલિક ચીજોમા રચનારા આત્માને ઘણા દુખો આપે છે ઘડીમા કુતરો બનાવે ઘડીમા વાદરો બનાવે ને કીડો નારખી દે કે પોપટ જવા રૂપો અપાવે આ આત્માને નાટકીઆની જેમ નચાવે કુતરાના કીડાના કે બળ ના પરાધીન ભવોમા દુખો કાંઈ ઓછા હોતા નથી તે દુખોને નજર સામે રાખી કરે તો સામાયિક ગમે, ને તે કરવાનુ મન થાય તેવા બાહ્ય આત્માને વોસિરાવી પોતાના સમતામય આત્માના સ્વરૂપમાં રાખવા પ્રભુએ અ તરસુખી થવાનો એ પ્રયોગ ઉપદેશ્યો છે જેટલા વધારે સામાયિક થાય તેટલે મનુષ્ય ભવ વધારે સફળ થયો ગણાય માખી પતગીઆ કે વાદરાને સામાયિક કરવાના પ્રભુ ઉપદેશ આપતા નથી તેમ પોપટને પણ કહેતા નથી કારણ કે તે આત્માઓ ચરવળાની અમૂલ્ય કિંમતને આંકી, ચરવળો હાથમા લઈ, સામાયિક કરવ

જેટલી લાયકાતવાળા નથી. તે ભવ જ સામાયિક માટે અયોગ્ય છે જેમ વાઘને કે સિંહને આપણે કહીએ કે-' રસોઈ રાંધીને ખા કમાણી કરીને બજારમાંથી માલ લાવીને નીતિના ધનથી જીવનનિર્વાહ કર. આ બધુ તેને માટે શક્ય નથી દેવોને કે દેવીઓને પણ કટાસણુ ચરવળો આપી સામાયિક કરવાનુ ભગવાને કેમ કહ્યુ નહીં ? તેવાના ભાગ્યમા પણ સામાયિક નથી કેવળ મનુષ્યના જ ભાગ્યમા છે એટલે તો સામાયિક અનંત પુણ્યને સૂચવે છે બીજી કોઈ ગતિમા તે થતુ નથી પણ માત્ર ચાર ગતિમાથી એક મનુષ્યભવમા જ તે શક્ય છે જેમ હજારો દુકાને ફરો તો ત્યા ઝવેરાત ન મળી શકે તે તો ઝવેરાતનો ધધો કરનાર ઝવેરીને ત્યા જ મળે. તેમા પણ રંક મનુષ્યના ભાગ્યમા મળતુ નથી સિંહણનુ દૂધ જેમ સોનાની થાળીમાં જ ટકે તેમ આ સામાયિક ઉત્તમકુળમાં પ્રાય કરીને શ્રાવક કુળમા જ ને તે પણ ભાગ્યશાળી ઉત્તમ સંસ્કારવાળા હોય તેને ત્યા સોનાની થાળીની જેમ અહીં જ મેલાના જ ભાગ્યમાં તે થતુ શક્ય છે આટલી કિંમતી વસ્તુ આ સામાયિક છે

પ્રશ્ન—૧૪-સામાયિક અને પૌષધમાં શો ફેર છે ?

ઉત્તર—તીર્થંકર ભગવાન જ્યારે દીક્ષા લે ત્યારે કોઈ બીજા ગુરુ પાસે તેનો વિધિ પ્રભુને કરવાનો હોતો નથી ભગવાન સ્વય પોતે જ દુનિયાના ગુરુ છે એટલે એક વર્ષ સુધી વર્ષીદાન આપ્યા બાદ દીક્ષા લેવાના સમયે આ સામાયિક સૂત્ર ઉચ્ચરતી વખતે કરેમિ અને તરસ એ બને શબ્દની પછી ભતે પદ પ્રભુજી બોલતા નથી કારણ ભગવાનને બોધ આપનાર તેમનાથી અધિક બીજા કોઈ ભગવાન નથી ત્યારે આપણે ભતે શબ્દ ઉચ્ચારવો જરૂરી છે પૌસહ ઉચ્ચરવા હોય ત્યારે તે શબ્દોમા ફેરફાર કરીને બોલવાનુ હોય છે સામાયિકને ઠેકાણે પૌસહ બોલાય છે તે પૌષધ કેવો ? તેના વિસ્તાર માટે ચાર પ્રકાર સૂચવનારા શબ્દો બોલાય છે

આહાર શરીરસકકાર, અબ્રાવાર અને બ્રહ્મચર્યપૌસહ, સબ્વઓ દેમઓ એવો તેમા નિર્દેશ કરી ઉચ્ચરવાનુ હોય છે તથા જાવ-નિયમ ને ઠેકાણે જાવ-દિવસ અહારત્ત શબ્દ બોલવાનો વિધિ છે

સામાયિક બે ઘડીનુ હોય છે ત્યારે પૌષધ ૪ પહોરને કે ૮ પહોરનો લેવાય છે પૌષધ પણ સામાયિકમયજ છે સમતા વિના સામાયિક કે પૌષધ શોભે જ કેમ ? બાર વ્રતના કે પાચ મહાવ્રતના ઉચ્ચારણમા પણ આ સૂત્રનો મોટો ભાગ પચ્ચક્ખાણરુપે બોલાય છે ઉપધાનની લગભગ દોઢ પોણાબે મહિનાની ક્રિયાઓમા પણ પૌષધ અને સામાયિક તો મુખ્યપણે રહેલા જ હાય છે દીક્ષા કે ચારિત્ર એ સામાયિકનુ જિદગીભર માટે વિસ્તૃત સ્વરૂપ છે સામાયિક તો ચારિત્રનો એક થોડા સમયનો સ્વાદ છે દેવગતિમા પૌદ્ગલિક સુખ વિશેષ પ્રમાણમા છે બાકીની બે નારકી ને તિર્યંચ ગતિમા કોઈ પણ જાતિનુ સુખ નથી પશુને કપડા કોણ આપે ? તેને મકાન ફરનીચર કોણ આપે ? ત્યા ખાવાનુ નિયમિત કયાથી લાવે ? દુ ખ કહેવા વાચા કયા છે ? હવે માત્ર એક માનવદેહમા જ સામાયિક થઈ શકે છે તેમા થોડો સ્વાદ કે વધારે સ્વાદ જેટલો લેવાય તેટલો ઓછો ગણાય ગામડામાથી કોઈ બે માણસ શહેરમાં ફરવા જાય તો તેને શહેરી કહે કે બે દિવસ રહેવા આવ્યા છો ને જિદગીમા પપ વર્ષે આજે આ શહેર જોયુ તો આ સિનેમા જોઇ લો, આ દેખી લો ફરી નહીં મળે ફરી કયારે આવશો ? એમ જેવી રીતે કહે તેમ જ્ઞાનીઓ મોક્ષકામી આત્માઓને ઉદ્દેશીને હિતબુદ્ધિથી કહે છે કે-દુર્લભ મનુષ્ય ભવમા સામાયિક જેટના થાય તેટલા કરી લ્યો ફરી કયારે માનવ ભવ મળવાનો છે ? અનત પૂણ્ય જાગે ત્યારે બે ઘડીનુ પણ સામાયિક ઉદયમા આવે છે

નવકારમા આવતા પાચે પરમેષ્ઠીઓમાના સિદ્ધ ભગવતો સિવાયના ચારેય યાવજ્જીવ માટે આ કરેમિ ભતે ઉચ્ચરેલુ

હોય છે આ પૃથ્વી પર પથરાનો પાર નથી પણ સોના, ચાંદી, ઝવેરાત બહુ જ અલ્પ સંખ્યામા હોવાથી તે બહુ કિમતી ગણાય છે તેવી જ રીતે મનુષ્યોમા પણ ઉત્તમ શ્રાવક કુળમાં જ આ કર્મભૂમિ જાતિની પ્રાપ્તિ થાય છે માટે તે બહુ જ કિમતી છે એક આરાધક મનુષ્યના ભાગ્યમાં પણ રોજ સામાયિક હોય તેમ નિશ્ચે સંભવતુ નથી માટે જ્યારે સામાયિક કરવા જેવા સંયોગો ઉત્પન્ન થાય ને ભાવ વધે તે પળ પણ અનંત પુણ્યવાળી ગણાય સૂત્રો શિખ્યાં પણ હોય, સામાયિકની ઉત્તમતા ધ્યાનમાં પણ હોય છતા, તેનો ઉદય થવો એટલે કે સામાયિક આચરણમાં મૂકવુ તે યોગ તેટલો જ અતિ દુર્લભ છે, કે જેમ્લો ઘરમાની તિજોરીમાં રહેલો દશ હજારનો હીરાનો નેકલેસ કોઇ સારા પર્વ દિવસે જ પહેરવાને માબાપ કાઢી આપે છે તે પહેરવાનુ ભાગ્ય દુર્લભ છે જ્ઞાનીઓનો યોગ પણ તેટલો જ મોંઘો છે જિનવાણી સાંભળવાનુ પણ તેથી વધારે દુર્લભ છે તેનો અમલ વળી તેથી અધિક કિમતી છે આ સૂત્ર અહિંસામૂલક હોવાથી જૈન શાસનનુ મહામૂલુ કલ્યાણ કરવાનુ મૂળ ગણાય છે ધર્મ પાલન માટેની સર્વે આજ્ઞાઓ ગર્ભિત રીતે આમા ગુંથાએલી છે આ મૂળ સૂત્ર માટે ને આ સૂત્રના વિસ્તાર માટે ૪૫ આગમો રચાએલા છે એટલે સર્વ સૂત્રોના ઉપદેશનો મુખ્ય સાર વિરતિ અથવા સામાયિક છે જ્ઞાનનુ કે ભણતરનુ ફળ જ્યારે આ વિરતિમા પરિણમે ત્યારે જ્ઞાન બીજથી મળેલુ ફળ મળ્યુ ગણાય સર્વ શાસ્ત્રોનુ આ મૂળ સૂત્ર છે એટલે એ પવિત્ર અને મહત્વના પાઠનો ઉચ્ચાર બનતાં સુધી જાતે ન કરતા ગુરુ મહારાજ કે કોઈ વડીલ હોય તો તેમની જ પાસેથી કરાવાય છે કોઇ ન હોય તો, પોતે ઉંચે ઉચ્ચરે આ સૂત્રને સામાયિક દંડક સૂત્ર પણ કહેવાય છે આ સૂત્રનુ ઉચ્ચારણ સામાયિકના પ્રતિજ્ઞા સ્વરૂપ છે ગુરુ મહારાજની આજ્ઞાપૂર્વક આ

સામાયિક ઉચ્ચરવાનુ હોવાથી તેના આદેશો પણ મુહપત્તિ પછી માગવાના હોય છે

સામાયિક આજ્ઞાપૂર્વક કરવાનુ હોવાથી સદિસાહુ એમ આદેશ મગાય છે પડિલેહણાપૂર્વક બેસવાનુ હોય ને સૂચના દાખલ મુહપત્તિ પડિલેહવાની હોય છે આ સૂત્ર ઉચ્ચારતા પહેલા હિંસાદિ દોષરહિત રહેવુ જોઇએ ને શલ્યરહિત પણ થવુ જોઇએ તે હેતુથી ઇરિયાવહી ને કાઉસ્સગ્ગ કરવાનો વિધિ છે તીર્થંકર દેવોનુ સ્મરણ અને તે પૂજ્યોનુ અવલબન લેવા કાઉસ્સગ્ગમા નવકાર કે લોગસ્સનુ સ્મરણ આવે છે તેમ સ્થિરતા કેળવવા માટે કાઉસ્સગ્ગનુ વિધાન છે આ બધુ કર્યા પછી જ સામાયિક ઉચ્ચરવુ યોગ્ય ગણાય તેથી કરેમિ ભતેનુ ઉચ્ચારણ પછીથી આવે છે આ સામાયિકની પ્રતિજ્ઞામા સુપ્રતિબદ્ધ રહેવા ખાતર ને તેમા લીન રહેવા માટે સ્વાધ્યાય ધ્યાન કરવાની ઇચ્છાથી બેસણે ઠાઉં એ આદેશો મગાય છે તે સ્વાધ્યાયના સૂચક તરીકે ટૂકામા ત્રણ નવકાર ગણવાનો વિધિ છે હવે તે સ્વાધ્યાય ઉભા ઉભા કરવા શક્તિ નથી, એટલે બેસવાના આદેશો માગે છે સામાયિકની શુદ્ધિ કેવી, કેટલી અને કઇ રીતે જાળવવી, તેનો એક ઉત્તમ ઉપાય લખાય છે તે એ કે ૩૨ દોષો સામાયિકના જે અમે અગાઉ વર્ણવી ગયા તેનુ વારવાર મનન ને મથન કરવુ દોષોથી સામાયિક વિરાધાય છે તે અપરાધોથી બચવા માટે આપણે અતિશય કાળજી રાખવી જોઇએ અતિ વિશુદ્ધિવાળા સામાયિક માટે એટલે ૩૨ દોષો રહિત મહાભાગ્ય નિધાન શ્રાવક વ્રતોને અતિશય ઉજાળનાર પ્રભુની પ્રશસા પામેલા શ્રાદ્ધરત્ન પુણિયા શ્રાવકનુ નામ અતિ પ્રસિદ્ધ છે આ સામાયિક એકી સાથે વધારેમા વધારે લાગલગાટ ત્રણ થઇ શકે છે ત્રણ થાય પછી પાર્યા પછી ફરીથી ઉચ્ચરવુ જરૂરી છે ત્રણ સુધી તો પાર્યા વિના નવુ ઉચ્ચરી શકાય છે ૪૮ મિનિટ થાય

કે તુરત નવુ ઉચ્ચરવુ  ત્યાર નિયમ શબ્દથી ૪૮ મિનિટ કે બે ઘડી જ લેવી તેનો ખુલાસો પાછળના પ્રશ્નમાં આપીશુ

પ્રશ્ન—૧૫—સામાઇઅ વયજુત્તો એ સૂત્ર શુ છેવટે બોલવુ જ જોઇએ?

ઉત્તર—સામાયિક પારતા આ સૂત્ર બોલવુ જ જોઇએ સામાયિક દરમ્યાન જે કાંઇ પણ મન વચન કે કાયાથી પૂર્વે નિષેધ કર્યો હતો, છતાં પણ તેમાંથી જાણતાં અજાણતા કોઇ સાવદ્ય યોગ સેવાઇ ગયો હોય તો તેની શુદ્ધિ કરવા માટે ઇરિયાવહી પડિક્કમવાની જરૂર છે આવુ ઉતમ સામાયિક પોતે લઇને પૂર્ણ થએલો તે, ગુરુ મહારાજ પાસે ૪૮ મિનિટ પૂર્ણ કરીને સમતાપૂર્વક આરાધીને જો કે સામાયિક હૃદયમા વસેલુ છે ને તેના પ્રત્યે સર્વોત્કૃષ્ટ રાગ પણ છે છતા સંસારી આત્મા હવે વધારે ટકી શકતો નથી એટલે પારવા( પાળવા ) માટે આજ્ઞા માગે છે ત્યારે ગુરુ મહારાજ ને જવાબમાં સમજાવવા માટે કહેવુ પડે છે, કે 'ભાગ્યશાળી ! મહાન્ પુણ્યે તે આવુ અનંત કલ્યાણ કરાવનાર ને મનુષ્ય જિંદગીમાં સર્વ સાર સમાન એવુ સમતા આપનારુ સામાયિક પારવાને શા માટે ઉતાવળો બને છે? છતા પણ તારો આત્મા જો વધારે ન જ ટકી શકતો હોય તો ફરી પાછો જલ્દી કરજે ત્યારે બીજો આદેશ માગે છે કે પોતાની શક્તિ ન હોવાના કારણે તે પોતે પારવા માગે છે ત્યારે ગુરુ મહારાજ ફરી ઉપદેશરુપે કહે છે, કે પુણ્યવાન્ ! ભલે તારી ઇચ્છા એમ જ હોય તો તુ જાણે પણ યાદ રાખજે કે આ અમૂલ્ય તરવાના સાધન પ્રત્યે બેદરકાર રહીશ નહીં ! તે સામાયિક પ્રત્યેનો આદર પૂર્ણપણે રાખજે હૃદયમાં ચોક્કસ માનજે કે સામાયિક વિના કદી કલ્યાણ થનાર નથી સંસાર રૂપી મહાસમુદ્રને તરવા માટે સ્ટીમર જેવુ આ સાધન છે **સ્ટીમર કે વિમાન જેમ અહીંથી અમેરિકા જવા માટે સાધન ગણાએલુ છે તેમ મોક્ષપ્રાપ્તિ માટે સામાયિક છે** આ સાંભળીને સમતાધારી સાધક તહત્તિ'

બોલીને તે ગુરુઆજ્ઞાને માથે ચડાવે છે પછી વારવાર જ્યારે જ્યારે સમય મળે ત્યારે સામાયિક કરવાની ભાવનાવાળો તે, પહેલા મગળાચરણ તરીકે નવકાર મહામત્ર બોલે છે પછી ૧૪ પૂર્વધર ભગવાનશ્રી ભદ્રબાહુસ્વામિજી મહારાજે આવશ્યકનિર્યુક્તિમાં ગુથેલી બે ગાથા કે જે 'સામાઇય વયજુત્તો' ને નામે ઓળખાય છે તે બોલે છે પછી અવિધિના લાગેલા અતિચારો બદલ, ને ૩૨ દોષમા જે કોઈ દોષ લાગ્યા હોય તે બદલ પશ્ચાતાપ કરી મિચ્છામિ દુક્કડ દઇ શુદ્ધ સામાયિકનુ પૂર્ણ ફળ મેળવવાની ઇચ્છા કરી ક્રિયાની પૂર્ણાહુતિ કરે છે

પ્રશ્ન ૧૬—આ સામાયિક નાનુ મોટુ હોય ખરુ ?

ઉત્તર—એમા સમજવાનુ પહેલા તો એટલુ જ છે કે આગળ આપણે જણાવી ગયા તે પ્રમાણે પૂણ્યનો ઉદય જાગે તો સામાયિક મનુષ્ય પણ કરી શકે એ કાઇ બધાના ભાગ્યમા હોતુ નથી હવે આખી જિદગીનુ તો કોઇક જ મહાભાગ્યશાળી હોય તે જ સ્વીકારી શકે, તેને સાધુપણુ કહેવાય છે એટલે આખી જિંદગી ઘરબાર સ્ત્રી કુટુબ કે ધન પ્રત્યે સાધુઓને સામુ જોવાનુ હોતુ જ નથી આ સર્વવિરતિ ચારિત્ર બૌદ્ધોની જેમ નથી બૌદ્ધ સપ્રદાયમા એવુ હોય છે, કે જેને જ્યારે ઇચ્છા થાય ત્યારે તે તેટલો વખત બે ચાર કે છ મહિના સાધુ બની આવે પાછુ મન થાય તો ફરી સાધુ થાય સાધુ કહેવડાવી કાચુ પાણી પીએ રાજ ખટપટ કરે માસાહાર કરે રાત્રિભોજનનો પણ સર્વથા પ્રતિબધ નહીં એવુ મોજ મજાપૂર્વકનુ ગુરુપણુ ત્યાં છે, તેના કરતાં આપણુ સાધુપણુ બહુ જ ઉચ્ચ પ્રકારનુ છે શ્રી જિનેશ્વર ભગવાનનુ ચારિત્ર ઘણા જ ઉંચા આચારવાળુ છે તે આઠ વર્ષની ઉમરથી ૬૦ યા ૭૦ વર્ષ સુધી ગ્રહણ કરી શકાય છે આ ચારિત્રનુ મૂલ્ય જેઓ આકી શકતા નથી તેવાઓ અજ્ઞાન વશ થઇને એમ બોલી જાય છે કે આ સર્વવિરતિ સામાયિક માટે ઉમર

નકી થવી જોઈએ એટલે કે ખાસ ઉમરમા તે ન લેવાય કે ન અપાય પણ તેમણે બે જ વસ્તુ વિચારવાની છે કે (૧) આયુષ્યનો કોઈનો નિશ્ચય કે ભરોસો નથી અને (૨) બધા કોઈ ચારિત્ર લેતા નથી. કોઈક જ હજારમાં કે લાખમા એક કે બે કે ચાર તે લેવાવાળા નીકળે છે બાકી બીજા હા પણ પાડતા નથી અને એમ તો બાલ મરણની સખ્યા કયા ઓછી થાય છે ? તેને કયા રોકી શકાય તેમ છે ? જેને સગા તરીકેનો સબધ ન હોય તેવો પુણ્યશાળી આત્મા કોઈ ચારિત્ર લે તેમાં વિરોધ દાખવવો એ કેવી મોટી ભૂલ ગણાય ? એવા નાના ચારિત્ર લેનારામાથી પણ હીરા જેવા તો મેહકે પાચ દશ દશ જ નીકળે હીરા નીકળે તે તો ઉપકાર જ કરશે ને તેની છાયા પણ ઉપકારક જ નિવડશે. તે શુ ખોટુ છે ? આ તો હજારો માણસો દશ દશ રૂપિયાની લોટરી લે, પણ લાગે કોઈકને ! તેના જેવુ આ છે આ ફેજ દશીમા ચારિત્ર લેનારને તો પૂર પુણ્યની લોટરી લાગી છે તેને ના પણ કહેવાય નહીં ને તેની ઇર્ષ્યા પણ થાય નહીં આ સમુ આખી જિંદગીનુ સામાયિક થોડા દિવસોનુ ઉપધાનમાં અથવા ચૌદ પહોરી પૌષધ લે ત્યારે અથવા દશ સામાયિકનુ દેસાવગાસિક કે એક સામાયિક કરે ત્યારે હોય, તેને નાનુ ગણે તો શુ વાંધો છે ?

પ્રશ્ન ૧૭—ત્રણી કલ્પમા ૩–૪ કે પાચમા પત્રાળાને નરકીમા જવાનુ ભગવાને શુ કહ્યુ છે ?

ઉત્તર—જે ભગવાને ચારિત્રને મુક્તિ આપવાવાળા ફળ આપનાર કહ્યુ, તે ભગવાન ચારિત્રધરને નારકીમા જવાનુ કહે, તેમા હેતુ તો હોવા જ જોઈએ ને ? તેમા એમ સમજી શકે છે કે ચારિત્ર તો તારે જ કદી ડુબાડે તેમ બને જ નહીં સાકર મીઠી જ લાગે, કડવી હોય તે સાકર જ શાની ? પણ એટલુ જરૂર છે કે સાકર સાજા માણસને મીઠી લાગે પણ તે જ સાકર તાવવાળાને કડવી લાગે તેમા તાવ નિમિત્ત અસ્વાસ્થ્ય કારણ છે તેમ અહીં પણ એમ બની શકે, કે આ પાચમો આરો એવો છે કે રાગ, દ્વેષ,

ઇર્ષ્યા, અસુયા કે અદેખાઈ કરવામા એ વેષમા રહીને પણ બાકી રાખે નહીં તેમાં આ અવસર્પિણી તો દુષ્ટમાં દુષ્ટ અનતા કાળે આવી છે તેમાં દુષ્ટ આત્માને ઇર્ષ્યા દ્વેષનો તાવ આવે, ને પાડો જેમ તળાવનુ સારુ પાણી ડોળી નાખે, પોતે પીએ નહીં ને બીજાને પીવા દે નહીં તેનુ તગાન ડોળવાનુ કામ કરે તેમ ઇર્ષ્યાની અગનની ઝાળના પ્રતાપે સ્વપર આરાધના ચૂકવવાના અધમાધમ કામ કરે તો તેના તેવાં કૃત્યો તેને નારકીમા કેમ ન લઈ જાય? અથવા એવુ પણ બને કે પહેલા શરૂમા તો સારા આકર્ષણ દ્વારા જનતાને આકર્ષે પોતાના પક્ષમા ખેચે **પોતાની દૃષ્ટિરાગની જાળ બિછાવે,** મુક્તિ માર્ગ બતાવુ છુ તેમ જાહેરમા બતાવે ને જ્યારે એમ દેખે કે મારી પાછળ આટલુ મોટુ પીઠબળ છે તેટલી ખાત્રી થાય ત્યારે તે પોતાનો જૂદો મત થાપવાનો એક પ સો ફે કે ને જ્યારે પગે પડનારા તે ઝીલી લે ત્યારે બીજો પાસો ફે કે એમ એમ કરીને વીતરાગ મતથી જૂદો પન્થ જેમ પાસો સીધો પડે તેમ કોઇ ને કોઈ પોતાનો નવો મત વ્યવસ્થિત કરવા રૂપે બીજી યોજના ફે કે પૂ ઠે પડેનાઓ વાહ! વાહ! દેવવાણી! કરીને સ્વીકારે તે વખતે આટલા બધાને ઉ માગના ખાડામા નાખવાનુ મહાપાપ વહોરે તે આત્મા ભલે વેશમા હોય છતા સારી ઊંચી દેવગતિ કેમ જ પામી શકે? **પરમ અધ્યાત્મી પૂજ્યવર શ્રી આનદઘનજી મહારાજ** પણ આની બીનાના ખે પ્રદર્શિત કરતા ખ્યા જણાવતા નથી કે

મારા તારા વિખવાદમા પડીને, આગમોના રહસ્યોને ગુરુગમથી સમજ્યા વગર ઇર્ષ્યાથી ને નય વઇ નયાની અપેક્ષાઓના અને નિશ્ચય વ્યવહારના કે ઉત્સગ અપવા ના મમ ને જઓ સમજી શકતા નથી, તેઓ તુચ્છતા, સ્વચ્છદતા તથા અહ પદના ઝેરન વલોવવાનુ હલકટ કાર્ય કરવામા પોતાનુ ને અનકોનુ બગાડે તેમા નવાઇ શી છે? તે વાત જુઓ। ' તત્ત્વની વાત કરતા ન લાજે તેવી જ રીતે—

ઉલ્લામા છલ્લા આ કાળમાં થએના મહાન અદ્ભૂત વિભૂતિ

સ્વરૂપ પરોપકારી પ્રખર વિદ્વાન ને ધુરંધર પૂજ્યપાદ મહામહોપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજ પોતાના ૧૨૫ ગાથાના સીમંધર પ્રભુની વિનતિરૂપ સ્તવનમા પહેલી જ ઢાળમા પોતાનુ આ કાળમા પાકેલા ને પાકનારા તથા ભગવાનનુ નામ વટાવનારા તેવા શાસનના દ્રોહીઓથી થતા દ્રોહથી દુ ખી થઇને પોતાનુ અતર ખોલીને વિલાપ કર્યા નથી કરતા? તેઓશ્રીના ઉદ્ગારો આ રહ્યા— હે પ્રભુ! શુ દુ ખની કથની કહુ? આના આના આત્માઓ લોકોને ઉ માર્ગે ઘસડીને સદ્ભાવપૂર્વક ખોટુ કરે ને દુનિયામાં શાહુકાર બની સાચુ મનાવે, એવાઓથી આ શાસન કેમ વહન થશે? એવો બળાપો આંસુ પાડીને એક પ્રખર વિદ્વાનને શા માટે આ કાળમા કરવો પડે! એનો અર્થ જ એ કે મુક્તિમાર્ગનો દેખાવ કરી અનેકોને શ્રી વીતરાગવચનની વિરુદ્ધ ધકેલી દુર્ગતિની સાધના કરે તે કેવુ કહેવાય? જો કે ભગવાને તો જેવુ બનવાનુ હોય તે જ કહ્યુ હોય, તે કદી મિથ્યા થનાર જ નથી છતા સમકિતીનુ સમકિત છાનુ રહેતુ નથી તેને દુ ખ ન થાય તો સમકિત જ શાનુ? સમકિત જ એવો બળાપો કરાવે છે ને તે જ સિદ્ધ કરે છે, કે આ મહાત્માઓ પરમ વિશુદ્ધતાને ભજનાર હતા એમા શંકા નથી જ

પ્રશ્ન ૧૮—ચોથા આરામા કે પાચમા આરામા દિવસના કલાક તો ૨૪ જ ને?

ઉત્તર—એટલે લાંબે જવાની શી જરૂર છે? શિયાળો હોય કે ઉનાળો હોય પણ ભલે રાત નની મોટી થાય, પરતુ ૨૪ કલાકનો જ દિવસ હોય છે ને? છતા શિયાળામા ભૂખ વધારે લાગે. ઉનાળામા એ જ પૃથ્વી એ જ માણસ ને હમેશ એ જ સૂર્ય આવનારો હોવા છતા તરસ વધારે લાગે ને પાણી બહુ પીવાય, તે શુ સૂચવે છે? તેમ ચોથા આરામા મનુષ્યને બે પગ, બે હાથ આપણા જેવા જ હતા, તેની કોણ ના કહે છે? પણ

આપણે પાપી તે પાપી ને તે પવિત્ર તે પવિત્ર લોકોને મફાય પૂર્વકની કમગાણીથી ઠગવાનુ ભગવાનની પાટે બેસીને ચોથા આરામા બને ? અને એમ ઠગવાનુ કરે તો જ નારકીના મહેમાન થવાય ને ? એ જ કારણથી જ્ઞાની પુરુષો સાદી સતાક ઉત્તમ પણ ટૂંકમા આપે છે, કે ઓછુ આરાધો તે હજીએ નભશે પણ ખોટુ ખાનુ કાની ઉત્તમ આરાધના માર્ગનો અપલાપ તો કરશો જ નહીં દુકાનદાર પણ એક વખ ઓછુ કમાય, કે ખરચ માથે પડે તો હજી નભાવી લે છે પણ ખોટ આવે તે તો તેને સાલે જ આ પાચમા આરામા તો એવુ બને છે ને તે આજે આપણે દેખી શકીએ છીએ કે ભગવાનના ઉત્તમ ઉપદેશની અસર ભારત ભૂમિમા થવી જ જોઈએ તે થતી નથી કે ટાઇમસર કામ કરવુ કાલે કાલે સમાચરેત જે કાલે જે શોભે તે કરવાનુ હોય લોભની પણ ગીમા હોય વચનની એકનિષ્ઠ સાચવવી જોઈએ 'કોઇની અદે મારું ન કરવી વિગેરે આનુ થોડે અંશે પાલન આજે પાશ્ચિમાત્ય અનાર્ય દેશોમા પણ જોવાય છે જેવા કે ચારને ટકોરે ગાડી ઉપડે તે ઉપડે જ પણ અહીં આ ટાઇમે સામાયિક કરવુ તે થાય જ એનો નિયમ કેમ નહીં ? આખો દિવસ ધધો શો ? એની સેવક દેવક ૧૧ થી ૫ સાજ થાય ત્યારે ધાચીના બેનના જેમ વેપારી ઘસડાય એ શુ ? લોભની મર્યાદા જ કયાં ? ત્યાનો શિક્ષિત લશ્કરી માણસ પોતાના સેનાધિપતિની આજ્ઞા કેવી માને ? ને અહીં જિનાજ્ઞા આપણે કેટલી માનીએ છીએ ? સગવડાઓ પચ શોધનારા ચોથા આરામા આવા વિપુલ પ્રમાણમા કેટના જડવાના હતા ? ભગવાન અપ્રમત્ત રહેવાનુ કહે છે ત્યા તો લશ્કરી માણસો રણસગ્રામમા કયા પ્રમાદ કરે છે ? ને પ્રમાદ કરે તેની શી દશા થાય ? અનાર્ય દેશના લક્ષણો આર્યભૂમિમા જણાય, ને આર્યદેશને શોભતા લક્ષણો ત્યા જણાય, તે આ પાંચમો આરો કરાવે છે, તેમ માનવુ જ પડે

ચોથા આરાના ભદ્રિક ને કલ્યાણકામી ગુણાનુરાગી આત્મા ઓ એમ કદી નહીં કહે, કે " ભદ્રબાહુસ્વામિજી જેવા પ્રખર યુગપ્રધાન ભગવાન મહાવીર દેવની પાટે બેસી, અને ગુણ ગાયા ઉવસગ્ગહરમાં ભગવાન શ્રી પાર્શ્વનાથસ્વામીજીના ! આ ઠીક જોઈ ગુરુની વફાદારી ! પણ દૃષ્ટિરાગી અને છિદ્રો શોધી દુષ્ટ હૃદયી પાંચમા આરાના છળપ્રપંચી આત્મા ઉપર જેવું બોલે તેવા ના કહેવાય નહીં "પારકાના ગુરુની પ્રશંસામાં તે પાપ માને ને મનાવે" આવું હલકું માનસ ચોથા આરાના માનવીનું કદી હોતું હશે ? ઉત્તમ કુળવટ ચોથા આરાની એને એમ જ શિખવે કે મહાવીરની પાટે બેસીને પણ શ્રી પાર્શ્વનાથ પ્રભુના ગુણ ગાયા તેમાં શું ખોટું કર્યું ? તેમાં ગુન્હો મનાય જ નહીં ભગવાન મહાવીર દેવની હયાતિમાં પણ જો કોઈ શિષ્ય અજિતનાથ ભગવાનનું સ્તવન બોલે તો શ્રી વીર ભગવાન પણ ખોટું લગાડે નહીં, કારણ કે તે ચોથા આરાના હતા ને ભગવાન કેવળજ્ઞાની સર્વજ્ઞ હતા ઉત્તમ હતા કુળવાન હતા, લાયક હતા પાંચમા આરાના માનવોમાં આવી છી઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼઼ રતા કયાંથી લાવવી !

એક વાતથી વધારે સ્પષ્ટતા થશે, કે પુરુષ અને સ્ત્રીની શરીર રચના જુદી છે એટલે પહેરવેશ પણ જુદો જ હવે પુરુષોમાં સમાનતા હોવા છતાં શાહુકાર ને દુર્જનની જેમ, સજ્જન અને ચોરની જેમ અંતર અહીં પણ દેખાય છે, જેમ દિવસના ચોવીશ કલાક સરખા તેમ શરીર બધાના સરખા હોવા છતાં ગુણભેદથી અવાંતર ફેરફારો જેમ દૃષ્ટિગોચર થાય છે, તેમ ચોથો આરો ને પાંચમો આરો એ પણ કાળનો જ પ્રકાર છે હવે મનુષ્યો સરખા હોવા છતાં ઉચ્ચ કુળ ને નીચ કુળના ભેદો કયાં પડતા નથી ? આચારવિચાર અને રિવાજો કે રૂઢીના કારણોથી ઉચ્ચ નીચનો ભેદ પણ હોઈ શકે છે શાસ્ત્રીય દૃષ્ટિથી ઉચ્ચ ગોત્ર અને નીચ

ગોતના નામથી તે ઓળખાય છે હરિજનો બે આંખ બે કાન, બે પગવાળા હોવા છતા આમરણુ રૂઢિઓ, વિચાર અને કુરિવાજોના સસ્કારોથી તે તેવા હલકા પડે તેમા બીજા કોઈ શુ કરે ? આજના કાળમા પણ બ્રિટન જેવા સુધરેલા ગણાતા દેશમા પણુ એક મહાન દાખલો કયા નોધાયો નથી ? રાજગાદી પર બેસેલા આઠમા એડવર્ડ ઉચ્ચ ગણાતા પોતાના મેળવાળા લોર્ડ કુટુબની કન્યાને નહીં પસદ કરતાં હલકી બાઈના પ્રેમમા ને પ્રેમમા રાજ છોડવાનુ પણ પસદ કર્યું અને સમગ્ર પ્રજાએ અને પાર્લામેન્ટે પાટવી કુવરને ઉઠાડી, આજના છઠ્ઠા જ્યાર્જને ગાદી સોપી ત્યાં એક પ્રશ્ન થઈ શકતો હતો, કે ' આ સ્ત્રી ગજરાણી તરીકે કેમ નહીં ? ઉચ્ચ નીચના ભેદ શા ? તે ઉચ્ચ નથી એટલુ જ ને ? ' આ દાખલો શુ ઓછો છે ? જેને જેવુ હોય તે બધુ જોઇ શકે છે

આ સૂત્રમા જ્યાં નિયમ શબ્દ છે તે નિયમ શબ્દથી એક મુહૂર્ત એટલે બે ઘડી સમજવાની છે એટલે ૪૮ મિનિટ થાય શ્રી યોગશાસ્ત્રના ત્રીજા પ્રકાશમાં ૮૨ મા શ્લોકમા ને તેની ટીકામા તથા શ્રાદ્ધ પ્રતિક્રમણુ સૂત્રની વૃત્તિમા ' મનનો અવસ્થાન કાલ જઘન્યથી મુહૂર્ત હોવો જોઇએ " એમ કહેવુ છે સામાયિક વિરતિના અભ્યાસ રૂપ છે તેથી તેના જઘન્યથી અભ્યાસ કાલ બે ઘડીનો જ હોય પણ તેનાથી ઓછો નહીં એનો અર્થ એ, કે વિરતિની પ્રતિજ્ઞા બે ઘડીથી ઓછી હોઈ શકે નહીં એ જ કારણુ નવકારશીના પચ્ચક્ખાણુની પ્રતિજ્ઞા પણ બે ઘડીમાં હોઇ શકે છે તદુપરાન્ત આચાર્ય પરપરા, ને વૃદ્ધ સપ્રદાયના રિવાજો પણ મુખ્ય છે તેમ જ મનની સ્થિરતા અન્તર્મુહૂર્ત ઉપરાન્ત ખાસ રહી શકે તે પણ હેતુ બે ઘડી માટે હોઇ શકે છે

**પ્રશ્ન—૧૯—સામાઈય વયજુત્તામા સામાયિક પારવાનુ તો આવતુ નથી ?**

ઉત્તર—વાત સાચી છે તેમાં પારવાનુ કાઇ આવતુ નથી છતા, સામાયિક કરનાર પુણ્યશાળીને કેટલો બધો લાભ થાય છે તે તેમા

જણાવ્યું છે તે સૂત્રનો અર્થ ઘણો ગહન અને ઊંડો વિચાર કરી મનન કરવા લાયક છે. તેમાં તો એ જ જણાવ્યું છે, કે જ્યાં સુધી તે મહાનુભાવ મનની ઇચ્છાથી નિયમબદ્ધ થઈને સમતા પૂર્વક બેઠો છે, ત્યાં સુધી સામાયિક વ્રતની પ્રતિજ્ઞામાં જોડાયેલો ગણાય અને જેટલો વખત તે સામાયિકમાં હોય, કે તે જેટલી જેટલી વાર સામાયિકનું ઉત્તમ વ્રત આદરે તેટલી વાર પૈર એવા કર્મોનો નાશ કરનાર બને છે તથા અથવા જ્યારે પોતાના સામાયિક વ્રતમાં સ્થિર હોય ત્યારે તે સમતામૂર્તિ શ્રમણ નિર્ગ્રંથ મુનિવરના જેવો જ બની જાય છે, કારણ કે મુનિરાજ જેમ કાચા પાણીનો ઉપયોગ કરતા નથી લીલોતરીનો સ્પર્શ કરતા નથી જૂઠું બોલતા નથી તથા પૃથ્વી અગ્નિ ને વાયુના જીવોને કે યાવત્ ત્રસકાય એટલે બેઇંદ્રિયાદિથી પંચેંદ્રિય સુધીના છએ કાયના જીવોને અભયદાન આપનાર હોય છે, તેવો તે પણ અભયદાતા બને છે વળી તે કષાય પણ કરતો નથી. વાત પણ સાચી છે કે તે કોઈની સાથ ઝઘડતો નથી તે જાણે છે, કે સામાયિકમાં ક્રોધ ન કરવો પુરુષ હોય તો સ્ત્રીને અડે નહીં ન સ્ત્રી હોય તો એક મહિનાના પણ નાના બાળકને અડે નહીં પાણીની કે વનસ્પતિની વિરાધનાથી બચીને તે પવિત્ર થએલો આત્મા મુનિરાજની સાથે થોડા ટાઇમ માટે સરખામણીને પામે તેમાં નવાઈ શી છે? થોડા સમયનું આ નાનું સાધુપણું આ રીતે જ્ઞાની પુરુષો બતાવે છે તે કારણથી ઘણી ઘણી વાર સામાયિક કરવાનો ઉપદેશ તેમાં દેવે આ ગાથાઓના કર્તા આપે છે જેને નાનું સાધુપણું ગમે આત્માના પોતાના ઘરમાં રહેવાનું જેને ગમે સ્થિરતામાં જેને ગમે તેને મોટું એટલે યાવત્ જિંદગી સુધીનું પણ સાધુપણું ગમે જ, એ પણ અહીં જણાવાયું છે અથવા તેને મોટું સાધુપણું ગમ્યું છે, એટલે તો નાના નાના આવા પ્રયોગોથી મોટા મુનિપણા માટે તે તલસે છે ને પ્રયાસ કરે છે

જેમ નવી દુકાન માંડનારો માણસ રોજ બે ચાર બે ચાર રૂપિયા મેળવતો હોય છે છતા તેની નજર દીર્ઘ પહોંચતી હોય છે તેથી તેની ઇચ્છા તો અંતરની એમ જ હોય છે કે બીજા બધાનો ધધો ધમધોકાર ચાલે છે ને તે હજારો કમાય છે, તેવો દિવસ મારો કયારે આવે ? તેની રાહ જોયા કરતો હોય છે તેવુ અહીં છે સામાયિક કરનારનુ તે સામાયિક ત્યારે જ સાચુ ગણાય, કે જ્યારે વારવાર સામાયિક કરવાનુ તેવુ સદ્ભાગ્ય જાગે સસારના સત્ર ભયકર પાપોથી અને વિષયકષાયની જાળોમાંથી કયારે છૂટુ અને સર્વ સયમ હુ કયારે પામુ ? એવી નિરતર ભાવના થાય. આ ગાથાઓની રચનામા બહુ ખૂબી ભરેલી છે, કે તેમા એમ કહ્યુ નથી, કે હુ સામાયિક પારુ છુ ઠીક થયુ તે પારવાનુ તો જ્ઞાનીઓ સ્પષ્ટ શબ્દોથી ફરમાવે જ નહીં જ્ઞાનીઓ તો પોકારીને કહે છે કે અવિરતિ ભયકર છે માટે સામાયિક કરનાર વ્રત ધારી અવિરતિમા જાય તેવુ કદી પણ કહે કે ઉચ્ચારે નહીં અજાર બોલતા કાઉસ્સગ્ગ માટે પણ તેવો જ ગૂઢ ગર્ભિત પ્રયોગ કરાય છે નવકારશી વિગેરે પચ્ચક્ખાણોમા તથા કરેમિ ભતેની પ્રતિજ્ઞામ પણ અનત ગભીર શબ્દોની રચના તેવી જ આપણને જોવા મ છે જેમ કે જાવ અરિ ન પારેમિ, તાવ કાય વિગેરે

પ્રશ્ન ૨૦—ચૈત્યવદન કેવુ હોય ? કોને ચૈત્યવદન કહેવાય ?

ઉત્તર—ચૈત્યમા બિરાજમાન તીર્થંકર ભગવાનની મૂર્તિને વદના કરા તેનુ નામ ચૈત્યવદન ભગવાનની સ્તુતિ તે ચૈત્યવદના અ ગુરુમહારાજને વદના તે ગુરુવદન આ બે વદનાઓ અન જિનેશ્વરોના શાસનમાની વિહિત ક્રિયા છે કારણ કે દેવ તત્ત્વ ગુરુ તત્ત્વ તો તરવાના મુખ્ય સાધનો છે વિશ્વના ઉદ્ધાર કરનાર ઓના જેઓ ગુણગાન કરે તે તેના જેવા બને ધનવાનની સે કરે તે કોઈ દિવસ ધનવાન બને તે ઉદ્ધારકો ખરેખર ચિંત મણિ રત્નો સમાન જ છે તે નાયક તીર્થંપતિઓ ત્રિભુવન

ચુલા પાસે હોય તો ઘી ઓગળી કે ઓસરી જાય છે, તેમ આપણુ ગામ અને તીર્થ એ બે ભૂમિઓમા જૂદુ જ વાતાવરણ હોય છે ધન કમાવા જેમ દિલ્હી કે કલકત્તા જવાનુ પસદ કરાય છે અથવા શિક્ષણ મેળવવા કાશી પૂના કે નાગપુર જેવા શિક્ષણસ્થાનો પસદ કરાય છે અથવા ઊચી ડીગ્રીઓ અને ઉચ્ચકોટિના અભ્યાસ માટે કેમ્બ્રિજ વા ઓક્સફર્ડ કે અમેરિકાની યુનિવર્સિટીઓ પસદગીને પામે છે અથવા રૂના પાક માટે ભરૂચની કાળી જમીન અતિ યોગ્ય ગણાય છે કે ભાતના પાક માટે નાસિક કે થાણા જિલ્લાની ભૂમિ કે રગુન બર્માની ધરતીને પસદ કરવામા આવે છે તેવી જ રીતે આત્મા જે કર્મોથી ભારે બને છે જે કર્મોથી ચાર ગતિમા આત્મા રઝળીને દુખની ઘટીમા પીસાઇ રહ્યો છે, તે કર્મોનો ચૂરો કરવા તીર્થ સ્પર્શના જરૂરી છે રાગ–દ્વેષના થર ઘરમા ને ગામમા જે જામેલા હોય, મોહનુ વાતાવરણ જ્યા ધરતી ભીંતોમા જામ્યુ હોય ત્યા રહીને તે ગામમા પૂજાભક્તિના અપૂર્વ ઉલ્લાસનો સભાવ ઓછો બને એટલે તીર્થભૂમિઓ આ કર્મ ખપાવવાના કાર્ય માટે અત્યુત્તમ ને તે મનાઇ હોય તેમા નવાઈ જેવુ નથી તપેના પથરા પર માખણ મૂકતા જ ઓગળી જાય તેમ તે ભૂમિનો સ્પર્શ થતાંની સાથે ઘોર કર્મોની નિર્જરા કરવાનુ કામ તીર્થો વિના બને જ કેમ? લોકો ગાંડા નથી કે ઘેર બેઠા ઘરાકની આશા રાખીને ઘરે દુકાન માંડવાને બદલે બજારમા દૂર જઇને ધધો કરવાનુ પસદ કરે છે ધધો કરવા માટે બજારનો આશ્રય લીધા વિના જેમ ચાલતુ નથી તેમ આ કર્મોથી ચારે ગતિઓમા આત્મા દુખો પામે છે એટલુ સમજનારને તે કર્મોના નાશ માટે પ્રયત્ન કર્યા વિના ચાલતુ નથી મોજશોખ માટે હવાફેરના દાર્જીલીંગ મસુરી ઉટાકામડ, મહાબલેશ્વર, શ્રીનગર, વેનીસ કે સ્વીટ્ઝર્લેન્ડ જેવા સ્થાનો જેમ પસદ કરાય છે, તેમ સુખી થવાની કામનાવાળા

મનુષ્યોએ તીર્થોનો આશ્રય શોધવો જ જોઇએ તેમાં વળી એક આ વર્તમાનકાળને જ યા કર્યો છે તેવુ પણ કાંઇ નથી એક જ વતમાનકાળને યાદ કરવાની ટૂંકી દૃષ્ટિ અહીં રાખવામા આવી નથી પરતુ ભૂતકાળના તીર્થપતિઓને પણ યાદ કર્યા છે સાથે સાથે હવે પછીના ભવિષ્યના અનતમા પણ ડોકિયુ કરીને ભાવિમા થનારા એવા ત્રણે ય ભુવનને તારવાની અપૂર્વ તમન્ના અને ધગશ રાખનારા મહાવિભૂતિ વીતરાગ દેવોને પણ ભૂલ્યા નથી આવી દીર્ઘ મતિથી અને વિશાળ ભાવનાથી દેખવાનું હોય તો જ અગાધ અને અપાર એવા સસારસાગરના તળિયા સુધી અવગાહન કરવામા કુશળ બનેલા પણ તે મહાસાગરનો તાગ શોધનારા બની શકે અને મુક્તિ બદરને મેળવી શકે તેમા નવાઇ જેવુ જ નથી ઘણી વાર એવુ સસારમાં પણ બને છે કે થોડા પૈસા હોય ત્યારે ટૂંકી દૃષ્ટિવાળા બનીને મકાન ખરીદે ત્યારે વિચાર કરે કે આપણો સમાસ આટલામા થઇ જશે એમ ધારી નાની જગ્યા લે પછી ઘરમા કોઇના સારા પગલે બચ્ચા-કચ્ચાનો વધારો થાય ને પરણાવે ત્યારે સ્થાન લેવા જાય ને મળે નહીં ત્યારે પસ્તાય બીજો એક દાખલો લઇએ કે અત્યારે કરોડ પતિઓ કાચના ખંડોની વિમાનમા ઉડતી મુલાકાત લેવા જાય છે ને દેશ-દેશાવરની નવાઇઓ જોઇને આવે, ત્યારે ગામડીઆઓને કહે કે તમે જોયુ છે શુ ? પચીશ ગાઉથી વધારે તો કોઇએ બહારની દુનિયા જોઇ નથી ત્યારે એને એમ થાય કે વિશાળ અનુભવ જરૂર કામ આવે છે એક ત્રીજો દાખલો કે એક રીતે એક જેવી એકનો મેનેજર બે ચોપડી પણ નહીં ભણેલા એવા માણસની આગળ કેઇ ગુણો ઊંચો ગણાય પ્રેસિડટ રૂઝવેલ્ટ કે પ્રેસિડટ ટ્રુમેન ગામડીઆની ટુંકી દૃષ્ટિ કરતા અતિ વિશાળ દૃષ્ટિ વાળા તો કહેવાય જ તેમ અહીં તો ત્રણે કાળના ઉપકારીઓને નહીં ભૂલવાની વિશાળ ઉદારવૃત્તિ બતાવી છે અહીંના તીર્થપતિઓની

સાથે સાથે મહાવિદેહ વિગેરેના પ્રભુઓને પણ યાદ કર્યા છે થએના, થવાના અને આ ભાગમા તે નથી પણ હાલમા જ્યા મહાવિદેહના ૨૦ ક્ષેત્રોમા વિચરતા હોય છે તે સર્વે શ્રી જિનેશ્વર ભગવતોને ભગવાન શ્રી ગૌતમસ્વામિજીએ યાદ્દા છે આગળ વધીને તે ચૈત્યવદનામા કેવળ આ માનવલોકને વિષે જ સકુચિત વૃત્તિ રાખી છે એવુ કાઇ નથી ચારે દિશાઓમા અને વિદિશા ઓમા રહેતા નદીશ્વરદ્વીપ રુચ દ્વીપ વિગેરે મહાતીર્થોમા રહેના શાશ્વત ચૈત્યોને પણ યાદ કરી સ્તવના કરી છે તેનાથી પણ આગળ એક પગલુ ભરીને આ તિર્ચ્છાલોકની સાથે સાથે ત્રણે લોકના જિનમદિરાને સામે રાખીને **આરાધક પ્રાણીને વદન્ મૂલવાળી આકીને તેને સફળ બનાવી છે**

**પ્રશ્ન ૨૧**—અષ્ટાપ ઉપર શુ ચોવીશ જ ભગવાનના બિબો છે?

**ઉત્તર**—હા ત્યા તો આ ચોવીશીના ૨૪ પ્રભુજીના જ બિબો છે, છતા તે પ્રભુજી પાસે મહાવિદેહ ક્ષેત્રના તીર્થ પતિઓને કે અતીત અનાગતના વીતરાગોને સ્તવ્યા તેમા કાઈ કેઇને ઓછુ થોડુ લાગવાનુ છે? એવુ તો રાગી અને દ્વેષીને એમ થાય કે મારુ નામ કેમ આવ્યુ નહીં? મારા બે વિશેષણ કેમ ઓછા લખ્યા? મારા કરતા બીજાની કેમ સ્તુતિ કરી? કે બીજા ની વધારે કેમ સ્તુતિ કરી? અને મારા કાઇ ભાવ પણ પૂછ્યા નહીં! આવા તુચ્છ હૃદય માના દોષો વીતરાગમાંથી નષ્ટ થએલા હોય છે, એટલે તો આપણે શ્રી શાતિનાથજી ભગવાનની મૂર્તિની આગળ શ્રી પાર્શ્વનાથ સ્વામિનુ સ્તવન ગાઈ શકીએ છીએ નહીં તો શ્રી શાતિનાથ પ્રભુજી ૧૬ મા હતા શરીર પણ મોટુ હતુ આયુષ્ય મોટુ હતુ ચક્રવર્તિપણાની રિદ્ધિથી યુક્ત થયા હતા જ્યારે શ્રી પાર્શ્વનાથ સ્વામિજીનો દરેકમા ફેર પડતો હતો તેઓ કાઇ શ્રી શાતિનાથ પ્રભુ મોટા કહેવાના નથી ને શ્રી પાર્શ્વપ્રભુ નાની પક્તિના ગણાયા નથી કારણ એક જ હતુ કે દરિયાની સપાટીSea-level

ની જેમ કેવળજ્ઞાનની સમાનતાથી એકમા વીતરાગત્વ સમાન હતુ તીર્થસ્થાપનાનુ ઉત્તમ કામ એકએ કર્યું હતુ આટલુ સમજ્યા પછી હવે સમજાશે, કે શ્રી અજિતનાથ ભગવાનની સવા ફુટ ઊંચા પ્રતિમાજી હોય અને શ્રી પાર્શ્વનાથ પ્રભુજીની સાડા ત્રણ ફુટ ઉંચાઇની પ્રતિમાજી હોય છતાં કોઇ લડવા આવતા નથી કે મારી પ્રતિમા નાની કેમ?

પ્રશ્ન ૨૨—શાશ્વત એટલે શુ?

ઉત્તર—આ શબ્દ જગચિંતામણિ સૂત્રની ઉપર જે વપરાયો છે તેનો અર્થ બહુ દીર્ઘ વિચારણા માટે મુકાએલો છે ભગવાન શ્રી ગૌતમ ગણધર દેવે અષ્ટાપદ ઉપર સૂર્યના કિરણોનુ આલબન લઇને જ્યારે શ્રી અષ્ટાપદ મહાપર્વતની પોતાની લબ્ધિથી યાત્રા કરી ત્યારે ત્યા તો ભરત મહારાજાએ બિરાજમાન કરેલી આ ચોવીશીની જીનપ્રતિમાજીઓ હતી તેને વદન કરતે તો ચાલી શકતે પરતુ ત્યા રહ્યા રહ્યા આ ભગવાનોને જોયા કે તુરત તેમના સમાન ઐશ્વર્યવાળા બધા એક મ થાર આવી ગયા જેમ ઘણુ વર્ષે કોઇ દૂરના કે નજીકના સગાનો કોઈક વાર મેળાપ થઇ જાય ને વાતો નીકળે ત્યારે તેના સગા ને તેના આખા મ કુટુબ પરિવારના સગાં કુટુબીઓને નામપૂર્વક યાદ કરાઇ જાય ને લાંબી વ શાવલી ને લાબા લાબા ઇતિહાસના પાનાનો ઉકેલ ત્યા થોડી મિનિટમા થઇ જાય તેવી જ રીતે આ સૂત્રકાર મહર્ષિ ભગવતને પડિત જેમ પડિતોને જ યા કરે તેમ કેવળજ્ઞાની ઓની શ્રેણિ અનતકાળની જે ભૂતકાળની થયેલી તે તથા અનત કાળની જે ભવિષ્યની શ્રેણિઓ થશે ધરતીને પાવન કરી પોતાના વચનામૃતથી ઉપકાર કરી તેનો ઉદ્ધાર કરશે, તે બધાની તરફ નજર ગઇ તેથી અહીં તે બધાઓને પણ તે ગણધર દેવ ભૂલ્યા લાગતા નથી આજે પણ એવુ બને છે કે કોઇ પ્રભાત એકદમ સિને મામા ગાએલુ એક ગાયન ઘણા વખત પહેલાં સાંભળ્યુ હોય

ને તે ગાયન ગાતો ગાતો કોઇ માણસ રસ્તામા ચાલ્યો જતો હોય તે થોડા શબ્દો કાને પડતાં તે આખુ જ ચિત્ર નજર સામે તરી આવે છે બીજો દાખલો કે અત્યારે પંડિત જવાહરલાલ નહેરૂએ અમેરિકાની ઉડતી મુસાફરી કરી તેના આવ્યા પછી પણ અમેરિકાનુ નામ કોઈ બોલે, કે ત્યાંથી કોઇનો પત્ર આવે તો આખી પોતાની વીઝીટના દેખેના સ્મરણો તેને તાજા થઇ જાય છે કેમકે ત્યાંની તેને ઓળખ થઈ છે આપણા જેઓએ અમેરિકા જોયુ નથી, તેને તેવા સ્મરણો થતા નથી તે જ પદ્ધતિ અનુસાર આ કૃપાકુડ ભગવાનને કેવળીઓની ઓળખ થઇ હતી કેવળજ્ઞાનીઓ સાથે રોજનો વસવાટ અને રહેવાનુ થયુ હતુ, એટલે અને પોતે જ્ઞાનથી તીર્થંકર દેવાધિદેવોના અનંત ગુણો તથા ઉપકારોને વીણી વીણીને પોતાની પાસે તેનો સંચય કર્યો હતો એટલે તેઓશ્રી જેવા તેના દેવ દાનવ હવાલ ાર જમાદાર કે અજ્ઞાન છદ્મસ્થ વેપારીની ઓળખ ત્યાં કાઢે જ નહીં એ તો તીર્થપતિઓને જ યાદ કરે જેમ ઘી, ગોળનો મોટો વેપાર કરનાર કોઇ ગામમા ધધાથે જાય, તો ગોળના, ઘીના ભાવ પૂછે કે જેવા વેપારીની સાથે કામ હોય તેવા વેપારીઓની જ મુલાકાત લે ને પોતાનુ કામ પૂરુ થએ પાછા ફરે તેમ આ પ્રભુદને તો તીર્થંકર ભગવાનોનો જ ખપ હતો એટલે થએલા થવાના ને થતા તીર્થપતિઓને યાદ કર્યા

પ્રશ્ન ૨૩—ગૌતમસ્વામીજી ભગવાન અષ્ટાપદની જાત્રાએ કેમ ગયા હશે?

ઉત્તર—કયા હેતુથી ગયા હોય તે તો કેવળીઓ જાણે પણ પ્રગટ હેતુ એક તો સ્પષ્ટ છે, કે તેઓ કેવળજ્ઞાનીઓ સાથે ગાઢ સંપર્ક સાધી રાખવા માગતા હતા તેઓ વિનયી હતા, તે તો દુનિયામા જાહેર છે એટલે ઉપકારી તીર્થંકર ભગવંતોના પવિત્ર તીર્થધામોની સ્પર્શના કરવાનુ મન કેમ ન થાય? આજે પણ તેઓશ્રીની પ્રણાલિકા અનુસાર વર્તનારા સાધુ મુનિરાજો કે સાધ્વીજી મહા

રાજ્યે તે કારણથી જ યાત્રાઓ કરવા વિચરતા દેખાય છે રસ્તામા ઉપકાર થતો જાય તો કરે ને પોતાના સયમને ઉજ્જ્વળ બનાવતા જાય સ્વપરનુ સધાય હવે બીજા ભગવાનોને વાદવા જતા ભગવાન મહાવીર દેવે પોતાના શિષ્યને મનાઈ કરી નથી, કે અષ્ટાપદ પર જેમ તીર્થંકરો છે તેમ હુ ક્યા તીર્થંકર નથી ? મારા કરતા કોઈ અધિક થોડો છે ? હુ તો સાક્ષાત છુ અને ત્યા તો માત્ર બિબો જ છે આવુ ગાડુ કામ ન કર " એવુ કદી કહ્યુ નથી કારણ કે તે ભગવાન જ્ઞાની હતા તે પ્રભુમાં અનત ગાભીર્ય હતુ એ આજ્ઞા કરનારા તુચ્છ હૃદયના નહોતા. ત્રણેય કાળના અનતા ભાનોને દર્પણની જેમ કે કેમેરાની જેમ પોતાના પેટમા સમાવી શકે તેવા શક્તિસપન્ન હતા અનતા આત્માઓના અનતા કાળા પાપોને જાણવા છતા તે બધાને પ્રગટ ઉઘાડા પાડવાની ઘેલછા તેઓમા ન હતી છદ્મસ્થોને કેવળી મનાવીને કેવળી પ્રભુના જેવા ગુણ ગવડાવતા નહોતા, છતા એટલુ જરૂર હતુ, કે અનતકાળ પછી થવાના તીર્થપતિની સ્તુતિ કરતા અટકાવતા તો નહોતા જ આ શાસન કોઈ અપૂર્વ ઉદારતા વાળા પાઠોને શિખવા નાર છે કારણ કે અત્યારે કોઈ ભક્ત શ્રી વિમળનાથ પ્રભુની પાચ ફુટની પ્રતિમાજી ભરાવે અને શ્રી ઋષભદેવ પ્રભુની સવા ફુટની ભરાવે તો તેથી કાઈ થી ઋષભદેવ ભગવાનનો આત્મા અહીં લડવા આવતો નથી કે હુ મોટો હતો ને આ નાના હતા એને કેમ ઊંચે બેસાડ્યા, ને મને કેમ નીચે બેસાડ્યો ? તેઓને ઓછુ પણ આવતુ નથી તેમને ખોટુ પણ લાગતુ નથી

એટલુ જરૂર છે કે પાચ પરમેષ્ઠિઓમાં પાછળના ત્રણે ય છદ્મસ્થોને ઉપાસ્ય કોટિમા જે ગણાવ્યા છે તે ગુણોની ઉપાસના માટે છે અને આ પૃથ્વી પર સિદ્ધો આવવાના નથી, અરિહતો હમેશા હોતા નથી એટલે રાજા મહારાજાઓ ટેકસો ઉઘરાવવા કે મહેસુલની આકારણી કરવા રોજ કાંઈ જાહેર રસ્તાઓ

ઉપર જાતે ફરતા હોતા નથી, પણ નિયુક્ત કરેલા કાર્યકરો જ તેનું કે ગૃહરક્ષણનું બીજું કામ કરતા હોય છે તેવી જ રીતે તીર્થંકર ભગવંતોના મોક્ષે ગયા બાદ ત્રણ પરમેષ્ઠીઓ જ શાસન નાવને ચલાવી રાખે છે તે તે કાળના તે તે આચાર્ય મહારાજો વિગેરે સમકાલીન ભવ્ય સમાજને માર્ગદર્શન આપી, પ્રભુ આજ્ઞાઓને પળાવવાનું કામ કરાવે જ જાય છે પણ એટલું અહીં યાદ રાખવાનું એ છે કે જે આ ત્રણ પદધરોની પુંઠે પુંઠે ચાલવાનું ને તે ત્રણ પદધરોની ઉપાસનાનું જે ફરમાન કર્યું છે, **તેમાં વ્યક્તિ પૂજન સ્થાન જ નથી, તે કયા છાનું છે!** પોતાનું જ અરિહંતો ખાસ નામ નથી આપતા તો પદધરોના નામની કયાં વાત જ રહી? **એટલે વ્યક્તિને છોડી કેવળ ગુણને તથા ગુણીને જ ઉપાસવાનું શુદ્ધ ધ્યેય આ શાસનના પાયામાં હોવાથી આ શાસન આજકાલનું નથી એનું** જ નામ શાશ્વતું છે

આવતી કાલે છાપામાં શું પ્રગટ થશે તે આપણે જાણતા નથી, એટલે અધુરાઓને કલાકો સુધી જૂદા જૂદા માસિકો વાંચવા પાછળ સમય ગાળવો પડે છે કેવળજ્ઞાનીઓને આ પેપરોની જરૂર જ રહેતી નથી સો વર્ષની અંદરની જિંદગીમાં આત્મા જે નાટક ભજવીને ચાલતો થાય છે તે અનિત્ય કે અશાશ્વતું કહેવાય છે સામે જે જે પદાર્થો દેખાય છે, તે બધા નાશવંત છે તેના ઈતિહાસો લખાય ને તેનો નાશ પણ થાય, દેખાય કે અસ્તિત્વમાં આવે અને ક્ષણમાં અદૃશ્ય પણ થઈ જાય સવારે સુગંધી આપનારું ચંપાનું ફૂલ કરમાય ત્યારે નકામું બને, નવો રેલ્વેનો ડબ્બો કે નવું વિમાન એક દિવસ જરૂર જૂનું થવાનું છે વસ્તુઓ જૂની ન થવાની હોય તો વેપારીઓના વેપારો ન ચાલત નવા કારખાનાઓ ને મીલો રોજ નવો માલ ખપાવત જ કયા? ફોર્ડ કંપની રોજની સંખ્યાબંધ મોટરો ઉમેથ

તૈયાર કરે છે તે બધી કયા જતી હશે ? આવી અશાશ્વતી અને નહીં તારનારી ચીજોને ઉપાસવાની હોય ? માટે શાશ્વતી પ્રતિમાજીઓને ગણત્રી ગણાવીને ઉપાસના કરવા માટે વદના ગણધર ભગવંતે આ સૂત્રમા કરી છે જિનશાસન શાશ્વતુ એટલા માટે છે કે ઓછામાં ઓછા ૨૦ તીર્થપતિઓ હાલ વિચરે છે, ત્યાં હમેશ અવિરત નિર્ને શાસન ચાલુ છે શાસનનો ત્યા વિચ્છેદ નથી અહીં નહીં તો વિ શમા પેઢી ચાલની હોય તેમ આ શાસન ત્યાંની રિદ્ધિથી અહીં પણ જયવતુ મનાય છે

પ્રશ્ન ૨૪—શાશ્વતા પ્રતિમાજીઓ કેટલા છે ?

ઉત્તર—કેવળી તીર્થંકર ભગવતોએ શાશ્વતા જિનમદિરોની પણ સખ્યા ગણીને આપણી સમક્ષ જણાવી છે આપણે માટે તે ગણવા જવાની મહેનત કરવા જેવુ રાખ્યુ નથી આજે કલકત્તા જેવા કે વોશિંગ્ટન જેવા મોટા શહેરમા વસનારો શહેરી જાણતો નહીં હોય કે આ કલકત્તા કે વોશિંગ્ટનમા આટલા મકાનો છે જો કે સુધરેલી સત્તાઓ તેની ગણત્રી રાખે છે, તથા સો માણસના બહોળા કુટુમ્બમા કેટલા છોકરા છે ને કેટલા મહેમાન છે તેની ઘરમા બહુ ખબર હોતી નથી પણ રેશનીંગના કાર્ડ કઢાવવા પડે ત્યારે નિશ્ચિત સખ્યાની ખબર પડે છે તેવી રીતે આ ગણધર ભગવાન સામાન્ય ચૈત્યોનો કે પ્રતિમાજીઓનો નિર્દેશ જતો કરીને Fix–ચોક્કસ શાશ્વત બિબોની સખ્યા જણાવે છે આમા પણ દેવલોકનાં મનુષ્યલોકનાં ને પાતાળ લોકનાં ચૈત્યો તથા બિબોને યાદ કરી નમન કર્યું છે એ પણ વિશાળતા સૂચક છે ત્રણ લોકનાં ચૈત્યોની સખ્યા ૮૫૭૭૦૨૮૨ ની કહી છે, તથા શાશ્વત બિબો જે ત્રણે લોકમા છે તેની સખ્યા ૧૫૪૨૫૮૩૬૦૮૦ ની વર્ણવી છે આ શાશ્વતા ચૈત્યો તથા બિબોના પુદ્ગલો ભલે ફેરફાર પામે, પરતુ તે સ્થાન આકાર વિગેરે અનતો કાળ એક જ સરખા રહે છે

માટે તે શાશ્વત કહેવાય છે આ સ્થળે ચૈત્ય એટલે દેરાસરનુ સમર્થન, જિન મૂર્તિની ઉપાસના ને મંદિરની પુષ્ટિ સર્વાંગે થાય છે તેથી થોડા સેકા પહેલા શરૂ થએલો સ્થાનક મત નિરસ બને છે અને તેમાં રહેલા શાશ્વત બિંબોથી પ્રતિમા પ્રતિમાપૂજન અને પ્રતિમાનુ સમર્થન સપૂર્ણપણે નિર્વિવાદ રીતિએ શાસ્ત્રીય સિદ્ધાન્તની દૃષ્ટિએ સિદ્ધ થાય છ મંદિરને અને મૂર્તિને નહીં માનનાર વર્ગ જિનપૂજક કે માગસ્થ કહી શકાતો નથી એ બધુ જ આ મહાન પ્રભાવિક પ્રાચીન ચૈત્યવદનાથી સિદ્ધ થઇ શકે છે

પ્રશ્ન ૨૫—જં કિંચિ સૂત્રમા શુ આવે છે ?

ઉત્તર—શાશ્વત તીર્થોની વદના ભાવથી કરીને અમોઘ નિર્જરા કર્યા બાદ, હવે આ સૂત્રમા બાકી બીજા જે બધા ય નામ માત્રથી પણ તીર્થ હોય, તેવા અશાશ્વતા વિગેરે તીર્થોમા રહેલા જિન મંદિરો અને જિનબિંબો જે જે હોય તે સર્વેને વદના કરેલી જણાય છે તે તીર્થો પણ ઉપેક્ષા કરવા લાયક નથી, ને ઉપાસ્ય જ છે, તેમ અહીં સિદ્ધ થાય છે

પ્રશ્ન ૨૬—આ સૂત્રો પર શ્રદ્ધા જ રાખવાની હશે ને ?

ઉત્તર—આપણે ગુણાનુરાગી હોવાથી ગુણની જ પૂજામા માનીએ છીએ એક વાર તો ઉત્કૃષ્ટા ગુણ કયા હોય તેની શોધ કરાય છે બીજા કોઇમા નથી અને કેવળજ્ઞાની સર્વજ્ઞ વીતરાગી તીર્થંકર જિનેશ્વરોમા જ તે હોય છે એટલે તેમનામા રહેલા અનતા ગુણો દેખીને તેમને આપણા નેતા તરીકે સ્થાપવાનો નિશ્ચય કરેલો હોવાથી તેમનુ વચન જે નીકળે ને તેઓએ જે માર્ગ બતાવ્યો છે તેમા શકા જેવુ રહેતુ જ નથી એગલ આપણને ખાડામાં નાંખે કે આપણને ઉમાર્ગે તેઓ લઇ જશે કે તે માર્ગે જવાથી આપણુ અહિત થશે તેવુ તો કદી પણ બને જ નહીં એ હેતુથી એ કહી શકીએ, કે આપણી બુદ્ધિ કેવળી ભગવંતો

જેટલી દોડી શકતી નથી તેથી વીતરાગો કહે તે માની લેવુ જ જોઈએ પુરુષ વિશ્વાસે વચન વિશ્વાસ ' એ કહેતીને પહેલા જ અનુસરવુ જોઈએ કહેનાર પુરુષ યોગ્ય છે કે લબાડ છે તેના માટે પહેલા ઘણો ઘણો વિચાર જરૂર કરવો પણ તેની સજ્જનતાનો નિર્ણય થયા બા તે કહે તેમ કરવામાં કે વતવામાં પછી કાઈ વિચારવા જેવુ પણ રહેતુ જ નથી અત્યારે પણ સેનાધિપતિનો હુકમ દરેક સૈનિકને માનવાનો હોય છે જ તથા સરકારના રાજપુરુષો જે સ્વદેશ નીતિ ને પરદેશ નીતિને ધ્યાનમા લઈને જે પગલા લે તેનો પ્રજાને સ્વીકાર કરવો જ પડે છે એટલે આજનુ કહેવુ મદિનામાં ભૂલી જાય કે ભીંત પ ડ્યા શુ થાય છે તેનુ પણ જેને જ્ઞાન ન હોય કે સારાસાર હિતાહિત કે પુણ્યપાપનો વિવેક કરવાની જેની મતિમા અક્કલ કે બુદ્ધિ હોતી નથી તેને નાયક કે નેતા તરીકે સ્વીકારી શકાય જ નહીં અરિહત તે જ સાચો નેતા છે

પ્રશ્ન ૨૭— શુ સામાયિક કે પૂજા નિવૃત્તિ માટે છે ?

ઉત્તર —આ ક્રિયાઓનુ ફલ નિવૃત્તિ તો છે જ એટલુ જ નહીં પણ જેમ થાકેલો માણસ જેમ શાતિ માગે કે માદા માણસને જેમ ડૉક્ટર હવાફેર જવાની સલાહ આપે તેમ આ ક્રિયા કોના માટે છે તે સમજવાની જરૂર છે ચાર ગતિમા પ્રાણી માત્ર જે ઘોર દુ ખ દાવાનળમા દુ ખી થઇ રહ્યા છે તે આત્માઓને શાતિ મેળવવા માટે આ ક્રિયાઓ છે માથાનો ભાર જેમ મજુર ઉતારે અને આરામ લેતા જેમ તેને આરામ મળે તેમ આ સ્થાનોમાં એટલે દેરાસર કે ઉપાશ્રયમા બને છે ને બનવુ જોઈએ જેમ અતિસાર કે પાડુ રોગવાળાને કે તેવા ભયકર રોગીને ખાધાનુ પરિણમન લોહી વિગેરે બનવામા થતુ નથી માટે તેને રોગ કહેવામા આવે છે ને તે માટે ઔષધપાન લાબો સમય લેવુ પડે છે તેમ સસારભ્રમણથી કટાળો જેને વીતરાગ વચન

આવાગીને ભામે, તેને નિવૃત્તિ કે આરામ લેવાનુ મન થાય છે ખાધા પછી જઠરાગ્નિ સારી હોય તેને લોહી પરિણમતુ કહેવાય એનો અર્થ એ કે ખાધેલી ચીજો સફળ થાય કે તેનુ લોહી થાય છે, એટલે તેનુ સ્વાસ્થ્ય સારુ કહેવાય છે પણ જેને તેમ થવાને બદલે લોહી ન બનતા પાણી બને ત્યારે વૈદ્ય ડૉક્ટરને શોધવા પડે છે " તેમ મળેલી લક્ષ્મી કે શરીરની શક્તિઓનો સદ્વ્યય કરીને પરોપકાર દ્વારા લાભ ઉઠાવાતો હોય તો લોહી બને છે એમ મનાય અને વધુ જ શાસનની સેવા કે સાત ક્ષેત્રની વહાર વેડફાતુ હોય તો તે લોહીનુ તેને બ ને પાણી થવા બરાબર છે " એમ માને ત્યારે સસારથી દુ ખ કે કંટાળો પેદા થાય અને પ્રભુ પાસે સાચી હૃદયની ભાવનાથી કહે કે ' મે દાન તો દીધુ નહી એટલે ચાર ગતિના ચાર જ જાણી શકે તેને નિવૃત્તિ લેવાનુ મન થાય તે થાય એટલે ક્રિયામા જોડાય અને મુક્તિના શાશ્વત માર્ગે પ્રયાણ આદરે તેમા વળી જો અપ્રમત્ત બને તો ક્રિયા બધી જ ઉભા ઉભા અને સચેત ને સમજુ તરીકે અને જાગ્રત અવસ્થામા કરે

પ્રશ્ન ૨૮—આ ક્રિયાઓમા નિવૃત્તિ કેવી રીતે સધાય છે ?

ઉત્તર—આ ક્રિયાઓ ચચળ મનને ને કાયાને કાબુમા રાખવા માટે છે જેમકે સામાયિકમાં ઉલ્લો આદેશ સજ્ઝાય કરવાનો મગાય છે જેમ ઘરમા રાખેલુ પાણી ખાવા પીવામા વપરાય તે સદુપયોગ થયો મનાય અને ગટરમાં જાય અથવા નળ ઉઘાડો રાખીએ તો દુરુપયોગ થયો મનાય તેમ આ કાયા કે મન મઈને કાઈ પ્રવૃત્તિ તો કરવાના જ છે તેને સ માર્ગે જોડીએ કે રોકીએ તો ઠીક નહીં તો ઉ માર્ગે તો જવાના જ છે એટલે ૧૮ દોષોથી જે પાપ વાપારો થાય છ તેનાથી ભરેલી સમગ્ર સાવદ્ય પ્રવૃત્તિઓ માથી તદ્દન મન વચન ને કાયાને ખેચી કે ખસેડી લેવા અને સત્પ્રવૃત્તિઓવાળા સ્વાધ્યાયમાં રોકી દેવાનુ કામ આ સામાયિક,

પ્રતિક્રમણ, પૂજા વિગેરે ક્રિયાઓ કરાવે છે પાપને પાપ તરીકે માને ત્યારે પોતાના પાપોનો તથા અપરાધોનો પશ્ચાતાપ થાય છે પશ્ચાતાપથી ઘણા ઘણા કર્મો બળીને ભસ્મ થઈ જાય છે એટલે કહ્યું છે કે 'છિજાઈ અસુહ કમ્મ " અપરાધોને વીણવા માટે તે આત્માને પોતાનો જૂનો ઇતિહાસ ખોળવો પડે પોતાના અતીતમા ડોકિયુ કરે તો જ આત્માને અત્યાર સુધીમા જે પાપ-દોષ લાગ્યા હોય તે યાદ આવે. ચૈત્યવંદન કરતા ભક્તિ પણ જોઈએ તેમ સામાયિકમા પણ સ્વાધ્યાયાદિનો અભ્યાસ કરતો હોવાથી ગેરલાભમાથી બચીને લાભ લેનાર બને છે, દુનિયામા શત્રુનુ પણ બુરૂ નહી ઈચ્છનારો આત્મા અનંત દુર્લભ આ ભાવ ચારિત્રનો કે સામાયિકનો લાભ લઈ શકે છે ક્ષણે ક્ષણે આત્માના નિરીક્ષણ દ્વારા શુદ્ધ અધ્યવસાયમા રહેવાનો લાભ મળે છે કાઉસ્સગ્ગ વિગેરે ન ફાવે તો ૬૩ શલાકા પુરૂષો જેવાનાં ચરિત્રો વાંચે તેમ ન બને તો બીજુ ધાર્મિક વાચન રાખે ભણેલાનુ પુનરાવર્તન થાય, નવુ ગોખાય નવકારવાળી ગણાય આનુપૂર્વી ગણાય ગુરુમહારાજ સાથે ધર્મચર્ચા થાય બીજાઓને પણ ભણાવી શકાય છે આ નિરીક્ષણના સમયમા કે પ્રભુ પાસેના એકધારી ભાવનામા કર દોષને પ્રવેશ કરવા દેવામા આવતા નથી તે જાગૃતિ બનાવે છે પુણિયા શ્રાવકની આવી ચિત્ત સ્થિરતાના તેથી જ ઘણા વખાણ થાય છે

પ્રશ્ન ૯૯—નમુત્થુણ સૂત્રને શક્રસ્તવ કેમ કહે છે ?

ઉત્તર—આ સૂત્ર કહેનાર સામાન્ય વ્યક્તિ નથી પ્રથમ દેવલોકના સ્વામિ સૌધર્મેન્દ્ર છે તીર્થંકર પ્રભુમા આટલા બધા ગુણો જોયા જોયા તે મુજબ અહીં ગાવામાં આવ્યા છે મેરુ પર્વત ઉપર નવુ પ્રભુને ખોળામા બેસાડ્યા તે વખતે આમ સ્તવવાનો રિવાજ છે, સેવકને સ્વામિ પ્રત્યે કેટલો રાગ છે ને કેટલી ભક્તિ છે, તેની ખબર ત્યારે જ પડે છે કે જ્યારે તેમનુ ગુણ વર્ણન તે વારવાર કર્યા કરે અથાગ રાગથી અનન્ય સેવકપણુ પ્રગટ થાય

છે સામાના ગુણોની આકણી કરવા જે તતસતો નથી તે મોટી ભૂલ કરે છે, એમ આ સૂત્રમાંથી ઊંડે ઊંડે ધ્વનિ નિકળે છે ભર સભામા પણ પરના ગુણોનુ વર્ણન કરતા ઈ. જેવાને પણ સંકોચ થતો નથી તે પણ આમાંથી જાણવાનુ મળે છે હવે પરગુણની કદર કરવાનુ કામ વ્યક્તિ પર આધાર રાખે છે દુબુદ્ધિવાળો મિથ્યાત્વી આત્મા ગુણોની આટલી હદે પ્રશંસા ન જ કરે એ દેખીતી વાત છે મિથ્યાત્વી સહેજે અભિમાની ઘમડી અને દુરાગ્રહી હોય છે તે કારણથી તેઓ ગુણોની કદર કરી શકતા નથી એટલે તો આ ઇન્દ્રના સ્થાનપર સમકિતી આત્મા જ આવી શકે એ કારણથી તે આત્મા પછીથી અછતા ગુણોનુ આરોપણ નહીં કરે અને છતા ગુણોને પોતે છુપાવે પણ નહીં આ જે પણ એવો રિવાજ છે કે અમુક હોદ્દા પર કે અધિકાર પર આઈ સી એમ જ જોઇએ અમુક ડીગ્રી સુધીની કેળવણી પામેલા માટેજ આ સ્થાન છે તે એમ બતાવે છે કે અમુક સ્થાન પર આવેલો આત્મા પોતાની અમુક ફરજ ત્યારે જ અ । કરી શકશે કે જ્યારે તે અમુક હદનો કેળવાએલ કે અનુભવિત હોય ગુણીની પ્રશંસા કરવામા પણ મોટા હોદ્દા પર આવ્યા પછી ઘણી હિંમતની જરૂર રહે છે કારણ કે તેમ કરનાથી પોતે હલકો પડે છે નમ્રતા વિનય સત્યની ખોજવૃત્તિ આવા અનેક કારણો તેમા હોય છે ચૈત્યમા વંદના કરવામા પણ તેવુ જ છે વીતરાગ જીનેશ્વર ભગવંતને નમસ્કાર કરવા અગાઉ તેમની સાચી ઓળખ થઇ હોય તોજ તે પ્રભુની આવા આવા અજોડ વિશેષણોથી સ્તુતિ કરી શકાય જેમકે હે પ્રભુ ! તુ ચિંતામણીથી અધિક છે પૃથ્વીનો સાચો તારનાર નાયક તુ જ છે તારા વિના આ ધરતીની પ્રજાનુ રક્ષણ કોણ કરી શકે તેમ છે? તુ નિષ્કલંક અજરામર, નિજસ્વરુપ ભોગી પ્રાણી માત્રનો સાચો મિત્ર મુક્તિ સુધી પહોંચાડનાર સાચો વળાવો, હિતકારી માર્ગનો જ

પ્રરૂપક, ઉત્તમ આત્માઓના હૃદયમાં હંમેશને માટે જેનો વાસ થયો છે તેવા હે પ્રભુ! તારા જેવો બીજો ઉપકારી કોણ છે? દુનિયાભરમાં જડે તેમ નથી જ આ વસ્તુ બોલવાની વખતે બે વસ્તુ પ્રગટ થાય છે એક તો સાચા નેતાની પસંદગી, અને બીજો પોતાની નબળી કોટિનો એકરાર. પોતાનું માન ઉતારીને જુઓ તો આવા નમસ્કારથી વાસ્તવિક લાભ થાય છે

બીજુ એ કે પરોપકારના સેવા-યજ્ઞમા જે રીતની આહૂતિ આ તીર્થંકર ભગવંતોએ આપી છે તે વિચારીએ ત્યારે એમજ થાય કે આપણે સ્વાર્થના કીડા કયા પરમાર્થના કામો કરીએ છીએ? એટલે પુરુષ માત્રમા નજર કરતા કરતાં ઊંચામાં ઊંચી જે જે ઉપમાઓ હાથ લાગી, તે તે ઉપમાઓ આમા સરખામણી માટે મૂકી છે જેવી કે સિંહની પુંડરીક કમળની, ગંધહસ્તિની, દીપકની સૂર્યની, ચંદ્રની અને સારથિ કે ધર્મ ચક્રવર્તિ જેવાના રૂપક અલંકારો તે સૂત્રમાં વણવાએલા છે હંમેશાં એવો એક સાદો નિયમ કાવ્યકારોનો, સાહિત્યકારોનો, કે સાક્ષર પંડિત વિદ્વાનોનો હોય છે કે લોકોની સમક્ષ જે કાંઇ વર્ણન કરવા સમજાવવુ હોય, ત્યારે તે પ્રજાની હંમેશની ઓળખીતી પરિચિત અને નજરમા આવતી ચીજની સાથે સરખાવી સરખાવીને કહે ત્યારે સાંભળનારા જનવર્ગને ગળે ઉતરીને રુચે અને જલ્દી શ્રદ્ધા થાય

પાછલા ભાગમા મુક્તિનુ પણ વર્ણન કરાયુ છે એનો અર્થ એ કે-તે મુક્તિ કાંઇ કોઇ જડ પદાર્થ નથી જ્ઞાન વિનાની તે દૂર દૂર વસેલી કોઇ એક અનાડી મૂર્ખ દુનિયા નથી પણ આત્માની સર્વોત્તમ એવી મુક્તસ્થિતિ છે તે સ્થિતિની આ મુખ્યતાઓ છે, કે પ્રત્યેક જીવ કેવળજ્ઞાન અને કેવળ દર્શનવાળા નિયમા હોય છે જેમ પ્રાચીન નામ સુવર્ણગિરિથી પ્રખ્યાત થએલ જાલોર માટે

ઇતિહાસ એવી સાક્ષી પૂરે છે કે અગાઉ એક વખત એવો હતો કે ત્યાંની ટેકરી પર તેજ વસી શકે કે જે કોટ્યાધિપતિ હોય તેની રિદ્ધિ વિના ત્યા સ્થાન જ ન મળે તેમ અહીં સમજવુ અલ્પાણુ, દુ ખ કે પીડાનુ મોક્ષમા નામનિશાન નથી ચચળ ચિતતા, અસ્થિર માનસ કે પરિભ્રમણ જેવુ દૂષણ જ્યા નથી જ્યાં રોગ સર્વથા નથી પરાધીનતા કે પરવશપણુ નથી, જ્યાં દુ ખનો અત છે પણ સુખનો અત નથી એટલે કે તે સુખ મળ્યા પછી તેનો કદીય નાશ થવાનો નથી તેવી તે મુક્તિ છે તેને મેળવવા માટેનો પ્રયાસ હે પ્રભુ ! અમારો ક્યારે ફળશે ? આજે સસારના સુખી દેખાતા ઘણાં માણસો સર્વાંશે સુખી હોતા નથી પૈસો હોય તો પુત્ર ન હોય પુત્ર હોય તો એકાખૂ હોય, તે બધુ સારુ હોય તો જશ ન હોય કુટુબ બહોળુ હોય, તો શરીર સારુ ન હોય, કે પત્ની સારી ન મળે આવી અનેક અસમાનતાઓ અને પીડાઓના કારણથી સસાર મીઠાને બદલે ખારો ને ઝેર જેવો લાગે છે જેના ભોગમા સુખની આશા રાખી હતી તેમા મુઝવણો આવી જવાથી દુષ્ટ બની જાય છે તેવા કોઇપણ દૂષણો તે મોક્ષમા નથી એ ઉપરાત બધી અજ્ઞાનજનિત અપૂર્ણતાઓ જે જે અહીં હતી એટલે કે–સસારમા જે દૂષણો સુખને રોકનાર હતા તેનો મોક્ષમા સર્વથા અભાવ થવાથી વ્યાબાધા એટલે પીડા વિનાનુ તે સ્થાન છે એમ કહી શકાય

વળી તે મુક્તિના સબધ બધા બાદ ત્યાથી કદી રાજીનામુ આપવાનુ હોતુ નથી ત્યાથી કોઈ ઠીરગીસ કરનાર નથી, કે ત્યાં જઇને અહીં કે ચાર ગતિમાં કોઇ પણ સ્થળે પાછા આવવાનુ નથી એવી મુક્તિ હે મત ! તમે જે મેળવી તેનો મને પણ ખપ છે, તેવો અતરના અવાજનો સૂર આમાથી નીકળે છે હવે આ મુક્તિનુ વર્ણન આપણને ભૌગોલિક જ્ઞાન પણ કેવુ આપે છે, તે જોઇએ તે સ્થાન આપણાથી સાત રાજ દૂર છે ઊંચે છે તેનુ

૪૫ લાખ યોજન પ્રમાણ સ્વરૂપ છે વિગેરે વિગેરે તેનું લોકાલોકનું જ્ઞાન પણ આ સૂત્રમાંથી નીકળે છે ત્યાં ગયેલા પરમાત્માઓમાં અત્રેના વિષયુદ્ધ જેવા દારુણ ને ભયંકર એટમ બોમ્બના ધુંદો કેમ થતા નથી એ સમજવા માટે આ સિદ્ધગતિનું વર્ણન કરવામાં આવ્યું છે તે એ કે-ત્યાં રોગ નથી, ગમનાગમન નથી પીડા નથી ચપલતા નથી એટલે જ પોતપોતાના સંપૂર્ણ જ્ઞાનમાં તે સર્વ આત્માઓ લીન છે આ સૂત્ર ભણવાથી એમ થાય કે આપણા અત્યારના ભૂગોળ વેત્તાઓ ( જો કે આપણું હિંદુસ્તાન પણ આપણે હજુ પૂર્ણ જોયું નથી ) છએ ખંડોની ભૂગોળ જે આપણે જાણીએ છીએ તે સિવાયની તો હજી ઘણી મોટી દુનિયાનું જ્ઞાન બાકી છે તેનું જ્ઞાન પણ મેળવવું જોઈએ તેવી આડકતરી સૂચના આ સૂત્રમાં છે એટલે આપણે એમ કહી શકીએ કે-આવા સૂત્રોના અર્થ, ભાવાર્થ, અને રહસ્ય સહિત મહત્ત્વનો અભ્યાસ અને તેનું મનન કર્યા વિના જે કોઈ આ પ્રમાણિક સૂત્રોનો માત્ર પાઠ કરી જાય તેઓ આ પ્રભાવિક સૂત્રોનો પૂર્ણ લાભ કેવી રીતે લઈ શકે ?

જં કિંચિ સૂત્રમાં—પણ ભૂગોળ જ્ઞાન જેને સારું હોય તેને જ વધારે રસ આવે સ્વર્ગ, મૃત્યુ ને પાતાલલોક એમ ત્રણેય લોકની પિછાણ તેમાં કરાવેલ છે બીજું એ કે-તેમાં નામતીર્થો જાણતાં અજાણતાં ભુલાવાં ન હોય તેવા તીર્થોની પણ ભક્તિ પૂજન અર્ચન, સેવા વિગેરે જે સૂત્રથી પ્રાપ્ત થાય છે તીર્થયાત્રાનું પણ મહત્વ આમાંથી નીકળે છે. ત્રણ લોકમાં રહેલા જિનબિંબોનાં વંદના પણ આ સૂત્રથી થાય છે પ્રતિમા વંદન પણ આ સૂત્રથી સિદ્ધ થાય છે. વળી વંદન કરવાનું કહેવાથી સાધુ મહારાજને અને શ્રાવક વર્ગને બન્નેને આ સૂત્ર અનુકૂળ બની શકે છે જેમકે દ્રવ્યથી પૂજન કરવાનું માત્ર શ્રાવક સમાજનું કાર્ય ગણાયું છે, સાધુનું નથી

આ સૂત્રમા નામ-તીર્થ કહેનાથી ચાર નિક્ષેપાથી સિદ્ધાંત જાણનાની અને સિદ્ધાંતોના સ્યાદ્વાદ રહસ્યો પિછાણવાની સાધુ મહારાજને પણ કર્તવ્ય સૂચના છે સાધુઓને ભાવસ્તુતિનુ વિધાન આથી આવી જાય છે

પ્રશ્ન ૩૦—જાવ તિ ચેઇઆઇ સૂત્રમા પણ ત્રણ ભુવનના ચૈત્યોને વદના છે?

ઉત્તર—જ કિંચિ સૂત્રમા પણ તે જ ત્રણ ભુવનની વાતો છે એ વાત સાચી પરતુ તેમાં નામતીર્થોને વદનાની સ્તુતિ છે ત્યારે આ જાવતિ૦ સૂત્રમાં તે જ ત્રણ ભુવનમા રહેલા જે જે જિનચૈત્યો હોય ને તે ચૈત્યોને જુદારીને ત્યાના અદ્ભુત વીતરાગ ના પોષનારા જિનબિંબો ના ધ્યાનથી મન જેટલુ નુલ્લિત થાય તે ફળની અહીં આશા છે તીર્થરૂપ બનેલા ચૈત્યો ઓછા હોય, તેના કરતા સામાન્ય ચૈત્યો અધિક સખ્યામાં હોય જ જેમકે મુબઈ શહેરમા મકાનો નાનાં મોટાં ઘણાએ હોય, પણ પ્રખ્યાતિ પામેલા અને જોવા લાયક સ્થળમા ગણાતા જે મુખ્ય હોય તે થોડા ને ગણ્યાગાઠ્યા જ હોય, તેમ અહીં સમજવુ આથી એક બીજી સ્પષ્ટતા પણ થાય છે કે તીર્થસ્પર્શના ઘણી વખત થઇ શકે નહીં, કોઇ કોઇવાર જ થાય એક સ્થળે હોઇએ ત્યારે બીજુ તીર્થ અણસ્પર્શ્યુ જ રહે ત્યારે શુ કરવુ? આવા કારણે સર્વ ચૈત્યોને, સર્વ તીર્થોને, અને ત્રણેય ભુવનના અલૌકિક સર્વ બિબોના સર્વસામાન્ય અપૂર્વ માગણા મનમા ધરીને અત્રે બેઠા બેઠા તે સર્વ બિંબોને ભાવપૂર્વકની વદના કરવાથી અપૂર્વ લાભ આ સૂત્રથી થાય છે પોતાના વહાલ દેખાડવા દુનિયામા પણ એવો લૌકિક વ્યવહાર જોવામાં આવે છે જેમકે પત્રમા લખાય છે કે 'મારીવતી બેબીને સ્મરજો, તમને અહીં બેઠેબેઠ શેકહેન્ડ કર્યા બરાબર મારા નૂતન વર્ષાભિનદન પાઠવુ છુ, કે આ તારથી કે પત્રથી હુ અહીં ને તમે ત્યા, છતાં મળ્યા બરાબર માનજો" વિગેરે તેવી બધી પ્રથા પણ આવા મહાન્ ગભીર સૂત્રોના અનુકરણરૂપ

જણાય જેમ ભારતવર્ષની ૪૦ ક્રો ની પ્રજાની વતી ભારતના પ્રધાન સાથે અમેરિકી એલચી સધિકરારમાં સહી કરે, તેમા અહીંના પ્રજાજનોનો દિલી વિશ્વાસ તરી આવે છે તેમ ઋદ્ધિ થી કરેલી તે તે જિનેની વદના પણ સ્વીકાર બને છે. રોજ વ્યામ જ કર્યા કરવુ,' અને તીથ પવટને જવુ જ નહીં એવુ પણ કાંઇ નથી જ્યાં ન જઇ શકાતુ હોય તેવા સ્થાનોને છાડીને, જ્યા જવુ શક્ય હે પ ત્યા તો અવસર પ મીને ગયા વિના ચાલે જ કેમ ? વર્તમાનનુ આધુનિક એક જ દૃષ્ટાંત બસ છે કે રોજના તાર, ટેલિફોન પત્ર વિમાનીસર્વિસ, રેડીઓ, ટેલિવિઝન વિગેરે ચોવીશે કલાકના ચાલુ હતા, છતા પડિત જવાહરલાલ નહેરુના અમેરિકાના પ્રવાસથી અસર ઓર વધારે થઇ તેમ હમેશ ઘેર બેઠા સ્મરણ કરનારને તીર્થસ્પર્શના કરવાનુ મન અવશ્ય થાય તે ત્યાં કરીને અપૂર્વ લાભ ઉઠાવે તેમા વિશેષ લાભ હોવામાં શકા હોય જ નહીં આજ પ્રમાણે દર પર્વ પર્વ ભાવના ભાવનારને પણ રોજ જિનમંદિરે જવાની આવશ્યકતા તો છે જ

પ્રશ્ન ૩૧— ભરત દિ સાદ્દ''નુ સૂત્ર જિનબિંબ સામે કેમ કહેવાય છે ?

ઉત્તર—ભગવાન પાસે ભગવાનની સ્તુતિ કે ય એ સાદી વાત છે પરતુ સાધુ ઇ માં સામા ય કેવળી ભગવતો પણ આવી જતા હોવાથી તે સૂત્ર પ્રભુ સામે કહેવાય છે મૂળમાથી જ જો આપણે જોઇશુ તો જણાશે કે જેમ દેવતત્ત્વની આવશ્યકતા માની છે, તેમ ગુરુતત્ત્વની પણ જરૂરીઆત માનવામાં આવી છે જેમ શેઠ એક મહત્વની વ્યક્તિ તો છ તેમ મુનિમ કે મેનેજર પણ વજન ાર વ્યક્તિ જણાય છે તે પણ હજારો ે લાખોના સોદા માલિકના નામથી કરે છે તેમ દેવની વતી કેટલાક કાર્યો ગુરુઓને કરવા પડે છે દેવનુ કહેલુ સમજાવવાનુ કામ ગુરુઓને સોપેલુ હોય છે સેવકને સ્વામી કામ સોપે તેમા નવાઇ જેવુ પણ નથી શ્રી વીર ભગવાન પછી ૨૧ હજાર વર્ષો સુધી ગુરુઓથી જ શાસન નભવાનુ છે એટલે

ગુરુ પણ પોતપોતાના સમયમાં ને ભવિષ્યમાં ઉપકારક છે, એટલે અહીં આ વંદના હોઇ શકે છે નવપદમાં પંચ પરમેષ્ઠીમાં, કે નવકારમાં પણ વીતરાગ દેવની સાથે જ તુરત છદ્મસ્થ ગુરુઓને પણ તેથી જ ગણ્યા છે દેવ કેવળજ્ઞાની છે પણ ગુરુ તો મોટે ભાગે છદ્મસ્થ જ મળવાનો સંભવ છે એટલે તે ભક્તિમાર્ગથી પણ સિદ્ધ સ્વરૂપ દેવની કોટિમાં એક દિવસ તો આવવાના જ છે, તે હિસાબે અહીં ગુરુને વંદના કરાય છે અને કે આ છદ્મસ્થ ગુરુઓ સામાન્ય લેવાના નથી મનદંડ વચનદંડ અને દેહદંડથી રહિત એવા વિરક્ત ભાવવાળા નિર્મળજ્ઞાનથી પવિત્રાચરણવાળા સ્વચ્છ મુનિઓ લેવાના છે તીર્થંકર દેવોની જેમ અહીં પણ વંદને વાંચવાનું છે પાંચ ભરતક્ષેત્રના પાંચ ઐરવત ક્ષેત્રના તથા પાંચ મહાવિદેહક્ષેત્રના એમ પંદર કર્મભૂમિઓમાં વિચરતા પવિત્ર મુનિવરોને વંદવાનું આ સૂત્રમાં જણાવ્યું છે તેમ કરવાથી ભૂગોળ પણ શિખવાની જરૂરી। સંયમ અને સંયમીની મહત્તા પણ જણાવી નિર્ગ્રંથોમાં પણ કર્મભૂમિના મનુષ્યો અને અકર્મભૂમિના મનુષ્યોનું વર્ગીકરણ કરવા જણાવ્યું છે તેનાથી એમ સિદ્ધ થાય છે કે દેવગતિમાં કોઇ દિવસ પણ સાધુ સાધ્વી હોતા નથી તેમ ભરત, ઐરવત અને મહાવિદેહના ક્ષેત્રો સિવાયના યુગલીઆઓના ક્ષેત્રોમાં પણ સાધુ હોઈ શકતા નથી તેથી આ સમજવા તિર્યગ્લોકનું શિક્ષણ હોવું જરૂરી છે તે હેતુથી તેનો અભ્યાસ ભૌગોલિક દૃષ્ટિથી પણ કરવાનો રહે છે નારક ગતિમાં પણ સાધુ હોતા નથી કેવળ મનુષ્ય ભવ જ એવો છે કે જ્યાં સાધુ બની મુક્તિ મેળવી શકાય છે મનુષ્યોમાં જ તે પણ અકર્મભૂમિના નહીં, અને અનાર્ય દેશના મનદંડથી, વચનદંડથી ને કાયદંડથી નિરંતર દંડાતા મનુષ્યો પણ નહીં તેવું અહીં સ્પષ્ટ થાય છે

આ શાસન મૂળથી જ એવું નિર્મળ છે, કે તેમાં ગુણ હોય

ત્યાં જ આકર્ષવાનું શિક્ષણ મળે છે તે આ એક નાના દૃષ્ટાંતથી સમજાશે કે આચાર્ય મહારાજ નવકારવાળી ગણવામાં પાંચમા ૫ ને ગણે ત્યારે તેમાં સાધુ પોતાથી લઘુપદે હોવા છતાં સાધુને નમસ્કાર કરે છે। પોતે આચાર્ય છતાં સાધુપદને વાંદે છે। કારણ કે સાધુ ૫૦ પણ એક ઉપકાર કરનારુ ૫૦ છે રાગી રાગીનું શરણું લે તેમાં કાંઈ બહુ મહત્ત્વ હોય નહીં, પણ શ્રાવક કે શિષ્ય વૈરાગી ગુરુનું શરણું રાખે તેમાં મહત્ત્વ છે તેમાં પણ અંતરની અભિલાષા તો ગુરુના પણ વંદ્ય ને પૂજ્ય એવા શ્રી વીતરાગની આજ્ઞાની ઉપર અતિશય મહત્ત્વ છે

પ્રશ્ન ૩૨—નમોઽર્હત્ સૂત્ર તો નવકાર મહામંત્રનો સંક્ષેપ જ છે ને?

ઉત્તર—પાંચે પરમેષ્ઠીનો સમહ આ ટૂંકાન્નાના સૂત્રમાં છે તો ખરો તેમાં ના નથી પરંતુ નવકાર મંત્રની જેમ તે સૂત્ર શાશ્વત નથી શાશ્વતા મંત્ર નવકારનું અજબ ને અલૌકિક પ્રભાવકપણું છે ૬૮ અક્ષરના નવકાર મંત્રથી નિર્જરા પણ અજબ જ થાય નમોઽર્હત્ સંસ્કૃતમાં છે ને નવકાર તો અર્ધમાગધી ભાષામાં છે કહેવાય છે કે આવી રીતે બધા સૂત્રો અને આગમોને સંસ્કૃતમાં ફેરવવા માટે વિચાર કર્યો, તેટલાથી તીર્થંકરની મહાન આશાતનાનો દોષ લાગ્યો આ ભાષા સર્વસામાન્ય બને અને આબાલગોપાલ ઉપકારક નિવડે એમ જાણી દેખીને તો ગણધર ભગવાને આ અર્ધમાગધી-પ્રાકૃતમાં આગમ સૂત્રો વિગેરે ગ્રંથોની રચના કરી છે તેથી તો તે પાપના પ્રાયશ્ચિત્તરૂપે રાજાઓને બુઝવવાનું આવ્યું, ને તે પૂજ્ય આચાર્ય ભગવાન શ્રી સિદ્ધસેન દિવાકરસૂરિ મહારાજે રાજા વિક્રમ વિગેરેને પ્રતિબોધ્યા જો કે આ નમોઽર્હત્ સૂત્રનો તો પૂર્વના જ્ઞાન-ખજાનામાંથી ઉદ્ધાર કર્યો હોવાનું પણ કથન છે જેમ નમુત્થુણં સૂત્ર કાંઈ કોઈનું બનાવેલું નથી, એ તો અનાદિના શાશ્વત સનાતન

## ક્યારો ૭

## સામાયિક ચૈત્યવંદનના સૂત્રો (૪)

પ્રશ્ન ૧—ક્રોધ, લોભ વિગેરે આત્માનું શું બગાડે છે? કે જેથી તેને હેય કહેવાય છે? શું સામાયિકમાં તેનો ત્યાગ થવો જોઇએ?

ઉત્તર—એ ચાર અંતર શત્રુઓ છે શરીર તથા મનમાં સંતાપ પેદા કરનાર એક અરુચિકર તત્ત્વ જો આત્મામાં કોઇ હોય તો તે ક્રોધ છે તે વૈર-વિરોધનું મુખ્ય કારણ હોવાથી આત્માને વાસ્તવિક સુખનો અનુભવ થવા દેતો નથી જેમ મેલેરિયાનો પ્રતિકાર ક્વીનાઇન છે, તેમ ક્રોધને જીતવાનો પ્રત્યુપાય ક્ષમા છે સામાન્ય મનુષ્યમાં ક્ષમા આવી શકતી નથી તેથી કહેવાય છે કે વીરનું ભૂષણ ક્ષમા છે આત્માનો બીજો શત્રુ અભિમાન છે વિનય વિદ્યા વિપળ તથા પુરુષાર્થનો ઘાતક તથા વિવેક-ચક્ષુને મહાન્ નુકશાન પહોંચાડનાર માન જ છે તેને હણનાર નમ્રતા છે ત્રીજો દુર્ગુણ માયા છે અસત્યની જનની, શીલવૃક્ષને છેદનારી કુહાડી, મિથ્યાત્વ અને અજ્ઞાનનું મૂળ સ્થાન તેમજ પારકાની સાથે પોતાનો પણ દ્રોહ કરનાર એ માયા છે તેનો શોધક ઉપાય નિખાલસતા છે છેલ્લો લોભ તો ગુણોનો નાશ કરનાર એક મહાન્ રાક્ષસ સમાન છે તે અનેક દોષોની ખાણ છે દુઃખરૂપી વેલોને વધારનાર તથા પોષનાર એ લોભ જ છે તેથી તે ત્યાજ્ય છે તેનો ઉપાય સંતોષ છે

જેમ પ્રજ્વલિત અગ્નિ વિના ખાણનું સોનું શુદ્ધ થઇ શકતું નથી, તેમ ઇંદ્રિયોને કાબૂમાં લાવ્યા વિના અનાદિથી આત્માના મિત્રો થઇ બેઠેલા આ ચારે ચોરોરૂપી કષાયો જીતી શકાતા નથી તે ઇંદ્રિયો પર વિજય મેળવવા માટે આ સામાયિકનું વિધાન બહુ જ મહત્ત્વનું છે ચારે કષાયો ચારે ગતિઓમાં

બગાડનાર હોવાથી આત્માના શત્રુ સમાન કહ્યું છે આત્માનું બહુ બગાડનાર હોવાથી તે ચારેને એક મોટો [illegible] કહેલ છે

આ ચારે કષાયો સાથે યુદ્ધ કરતા આત્મા જ્યારે સામાયિક સમયે બેસે, ત્યારે આત્માએ ચાર ભાવના ભાવવી જોઈએ (૧) સર્વે જીવો મારા મિત્ર છે કોઈ મારા શત્રુ નથી એમ માનવું એ મૈત્રી ભાવના છે (૨) શાસનમાં રહેલા ગુણવાન આત્માઓને જોઈને આનંદ અનુભવવો તેવી ગુણિયલ વ્યક્તિઓની ઉપર દ્વેષ કરવો નહીં તે મુદિત અથવા પ્રમોદ ભાવના કહેવાય છે (૩) દીન-દુખીને દેખી તેનો તિરસ્કાર કર્યા વિના પોતાનાથી શક્ય મદદ કરી તેના પ્રત્યે સહાનુભૂતિ દર્શાવવી તે કરુણા ભાવના કહેવાય છે તથા (૪) મિથ્યામતના દોરવાએલા જેઓ સત્ય સિદ્ધાંતોથી વિપરીત પ્રવૃત્તિવાળા હોય, એટલે કે હિંસાના પાપકૃત્યો છોડતા ન હોય, વળી તેમાં ધર્મ માનતા હોય અનેકોનું બુરું કરવામાં મગ્ન રહેતા હોય અને વળી જેઓ જાણી જોઈને ખોટું કરી રહ્યા હોય, તેવાઓને સુધારવા માટે સુયોગ્ય પ્રયત્નો કરવામાં આવે તો પણ ઉચિત માર્ગે વળી શકતા ન હોય તેઓને ધિક્કાર્યા વિના એ પાપિષ્ઠ લોકો પાપ કરી દુર્ગતિએ જવાની સાધના કરી રહ્યા છે એમ માની તેની ઉપેક્ષા કરવી તથા વીતરાગ પ્રભુના શુદ્ધ સિદ્ધાંતોથી વિરુદ્ધ પ્રરૂપણા કરી ઉન્માર્ગે દોરનારા હોય તેમની કુમતિ સાધવાની નીતિ દેખી હૃદય દુઃખ ધારણ કરી, તે સર્વેની પ્રત્યે ઉદાસીન ભાવ ધારણ કરવો તે માધ્યસ્થ અથવા ઉપેક્ષા ભાવના કહેવાય છે એવી ભાવનાઓથી વાસિત બની સામાયિકમાં શાંતાવસ્થા કેળવવી જોઈએ

પ્રશ્ન ૭—શ્રાવકના વ્રતો સાથે સામાયિકને કાંઈ સંબંધ છે? સામાયિકનો રહસ્યાર્થ શું છે?

ઉત્તર—હા બાર વ્રતોમાં એક વ્રત સામાયિક નામે પણ આવે છે પણ જે વ્યક્તિ કોઇક દિવસ જ સામાયિક કરે તેથી તે વ્રતધારી કહેવાતો નથી 'ઉભય ટંક પ્રતિક્રમણ સાથે વર્ષમાં અમુક સામાયિકો હું કરીશ' તેવી પ્રતિજ્ઞા સાથે વ્રત ઉચ્ચરે તે વ્રત ધારી કહેવાય જો કે મૂળ સામાયિક સૂત્ર પણ પોતે પ્રતિજ્ઞા-સ્વરૂપ જ છે એ સૂત્રમાં શરૂમાં ઇચ્છા બોલાય છે, કે હે ભગવાન! હું સામાયિક કરવા ઇચ્છુ છું દુઃખી સંસારમાં ખાસ તો ઘણી વિચારણા બાદ સામાયિકની ઇચ્છાને પુષ્ટિ મળે છે પછી ગુરુ મહારાજ સમક્ષ રજા માગે છે પછી સાવદ્યને ત્યાગી સમતા સ્વીકારાય છે આનું નામ આશ્રવ તત્ત્વનો નિરોધ અને સંવર તત્ત્વનું આલંબન કર્યું કહેવાય છે બાર વ્રતોમાં ક્રમ અનુસાર પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત તે પછી ચાર શિક્ષાવ્રત (૫+૩+૪=૧૨) આવે છે તે શિક્ષાવ્રતોમાં સામાયિક પ્રથમ છે શિક્ષા એટલે સાધુ ધર્મનો અભ્યાસ થાય છે વાત પણ સાચી છે કે સાધુ મહારાજ જાવજ્જીવનું સાધુપણું લે છે આ તો મુહૂર્ત કે બે ઘડીનું માત્ર છે આખી જિંદગીનો સમતાનો આસ્વાદ કેવો હોય, તેને મેળવવાનો આ પ્રયાસ છે તેથી તે સાધુઓની ઉપાસના પણ કરે છે વહોરાવવાથી, સાધુ પાસે પૌષધોપવાસ કે દેસાવગાસિક કરી સધર્મીઓને અતિથિ સંવિભાગમાં પ્રતિલાભી તે એમ ઇચ્છે, કે હું સામાયિક ભાવને વધારે પોષણ આપું. ચારિત્ર એ સામાયિક સ્વરૂપ જ છે સામાયિક એ આત્મા જ છે એકંદરે જૈનો સમજશે કે કરેમિ ભંતે સૂત્ર અને સામાયિકમાં કેટલું બધું તત્ત્વ સમાએલું છે ભંતે શબ્દથી તારક ગુરુમહારાજ પ્રત્યેનો અપૂર્વ આદરભાવ તથા વિનયગુણનો વિકાસ, સામાયિકથી સમભાવનો આદર્શ, નિયમ શબ્દથી પ્રતિજ્ઞાનો પ્રેમ, સાવદ્ય પાપો તરફ અણગમો, તેના ત્યાગમાં આનંદ,

આત્મનિંદા, ગુરુ ગમન પાપોનો પ્રકાશ કરવો વિગેરે આત્મગુણોનો વ્યાપાર કરવા સામાયિક એક આનંદધામ અને બજારરૂપ છે

પ્રશ્ન ૩—દાન વધે કે સામાયિક વધે ? એમાં ફળ કોનુ વધે?

ઉત્તર—દાન શીલ, તપ ને ભાવ એ ચાર પ્રકારનો ધર્મ છે તેમાં દાન પ્રથમ છે લક્ષ્મીનો મોહ ઉતરે ન ન્યાયના ધનથી દાન આપે, તે કોઈ પુણ્યશાળી જ કરી શકે તેમ પણ કોઈ દાનેશ્વરી રોજ ને રોજ લાખ લાખ ખાંડી સોનાનુ દાન આપે તો પણ તેના કરતા એક આત્મા સમભાવવાળુ ઉત્તમ સામાયિક કરે તો તે સામાયિકવાળો ચઢિયાતો ગણાય છે આવુ ભવ્ય માહાત્મ્ય સામાયિકનુ છે સામાન્ય મતિથી વિચારીએ તો જણાશે કે લક્ષ્મીનુ દાન દેવામા માત્ર લક્ષ્મીનો જ થોડો મોહ ઉતારવો પડે છે, તેમા સંસારનો ત્યાગ કરી આત્માનુ ધ્યેય તેનુ હોય કે નહીં પણ હોય ધન આપવાનુ તો છૂટે અને કારણ કે તેમા પોતાની નામના યે થાય છે યશકીર્તિ પણ ફેલાય છે આગ્રહ ને પ્રતિજ્ઞા પણ છે પણ સામાયિકમાં તો બહુ બંધનો હોય છે એક ઠેકાણે બેસી રહેવાનુ કોઈ સાથે મશ્કરી ઠઠ્ઠા થાય નહીં કે જૂઠ બોલાય નહિ, હજાર રૂપિયાની કમાણી હોય તેવો પણ ધંધો થઈ શકે નહીં મહામહેનતે ફુરસદ કાઢીને સામાયિક થઈ શકે છે પશુ ગતિમા કે દેવગતિમાં આવુ સામાયિક થઈ શકતુ નથી માટે તે દુર્લભ છે જેમ સોનુ તેમ તેના ગ્રાહક અથવા આરાધક બહુ જ થોડા હોય છે, એવુ દુનિયામા પણ દેખાય છે

પથરા—રસ્તામા પડ્યા હોય તેનો વાંધો નથી હોતો જો કે હીરા, સોનુ કે પૈસાની થેલી ઘરમા પણ છૂટી મૂકાતી નથી જેમ વેપારીને પૈસો પ્રાણ સમાન છે, તેથી તે ઘરમાં કે પેઢીમા ન્યુસ પેપરની જેમ ૧૦ ની કે ૧૦૦ ની નોટોને જેમ તેમ રખડતી મૂકતા નથી ચેતવો વચનારો ભૂનથી પણ રૂા ૧૦)

હજારની નોટમાં ચેવડાનું પડિકું બાંધી આપવાની મૂર્ખાઈ કરતો નથી કારણ નોટની કિંમત તેણે આંકી છે તેવી જ રીતે આત્મા જ્યારે સામાયિકની કિંમત આંકતા શીખશે ત્યારે તે વિશુદ્ધ કરવાની તો કાળજી વિશેષ થશે. શાસ્ત્રકારો તો ત્યાંસુધી કહે છે કે-સામાયિક કરે તેટલો વખત સાધુની સાથે સરખામણી કરવા લાયક શ્રાવક બને છે એટલે સામાયિક ન કરનાર શ્રાવક કોઈ બીજી સરખામણીઓથી સાધુની સાથે તુલનામાં ટકી શકતો જ નથી સાધુપણું બહુ જ ઊંચી વસ્તુ છે અને પણ સરખામણી કરવા જેવો શ્રાવક જો બનતો હોય, તો તે માત્ર જ્યારે તે સામાયિક લઈને બેસે ત્યારે જ તેમાં ઘણો ફાયદો છે

દા. ત. સામાયિક એક એવી અપૂર્વ વસ્તુ છે, કે તે વખતે ભગવાનનો કે અણુવ્રતોનું તેમાં પાલન થતું દેખાય છે છએ જીવ નિકાયને તે અભયદાન આપે છે માટે જ સામાયિકમાં શ્રાવક બેઠો હોય ત્યારે તેમાં સમાનતા આવે છે સાધુની જેમ તે પણ સામાયિકમાં જૂઠું બોલતો નથી ચોરી કરતો નથી શિયળ પાલન પણ સારું કરે છે પૈસા ટકા ને વ્યાપાર પણ બંધ કર્યો હોય છે ખાવાપીવાનું પણ બંધ કર્યું હોય છે સામાયિકમાં મન વચન કાયાની પવિત્રતા સારામાં સારી હોઈ શકે છે કારણ કે શરીર મારું નિરોગી ને શુદ્ધ હોય છે અશુચિને દૂર કરીને સારા કપડા પહેરીને તે બેઠેલ હોય છે વળી જિન પૂજા કરતી વખતે પણ સમાનતા સાધુમહારાજ સાથે આવી શકતી નથી દાન દેવાથી રાત્રે નહીં ખાવા માત્રથી ઉકાળેલું પાણી પીવા માત્રથી, સાધુ મહારાજની સાથે સરખામણી કરીને હોડમાં ઉતરી શકાતું જ નથી. માત્ર સામાયિકથી જ તુલના કરી શકાય તેમ છે એ જ કારણથી એમ કહેવાય છે કે પૂજા જાત્રા, દાન શિયળ, ગુરુભક્તિ સાધર્મિકોની સેવા, વિગેરે જે કાંઈ કરે તેનો લાભ મળવા છતાં પણ સામાયિકરૂપ વિરતિ વિનાનો વખત નિષ્ફળ

આત્મનિંદા, ગુરુ સમક્ષ પાપોનો પ્રકાશ કરવો વિગેરે આત્મગુણોનો વ્યાપાર કરનાર સામાયિક એક આનંદધામ અને બજારરૂપ છે

પ્રશ્ન ૩—દાન વધે કે સામાયિક વધે ? બેમા ફળ કોનુ વધે ?

ઉત્તર—દાન શીલ તપ ને ભાવ એ ચાર પ્રકારનો ધર્મ છે તેમા દાન પ્રથમ છે લક્ષ્મીનો મોહ ઉતરે ને નીતિના ધનથી દાન આપે, તે કોઇ પુણ્યશાળી જ કરી શકે તેવો પણ કોઇ દાનેશ્વરી રોજ ને રોજ લાખ લાખ ખાંડી સોનાનુ દાન આપે તો પણ તેના કરતા એક આત્મા સમભાવવાળુ ઉત્તમ સામાયિક કરે તો તે સામાયિકવાળો ચઢિયાતો ગણાય છે આવુ બહુ માહાત્મ્ય સામાયિકનુ છે આમા યથાર્થતાથી વિચારીએ તો જણાશે કે લક્ષ્મીનુ દાન દેવામાં માત્ર લક્ષ્મીનો જ થોડો મોહ ઉતરવો પડે છે, તેમા સંસારના ત્યાગ કરી દેવાનુ ધ્યેય તેનુ હોય કે નહીં પણ હોય મન આનંદવાનુ તો હોય જ કારણ કે તેમા પોતાની નામના થે થાય છે યશકીર્તિ પણ ફેલાય છે આબરૂ ને પ્રતિષ્ઠા વધે છે પણ સામાયિકમા તો બહુ જાળવવો હોય છે એક ઠેકાણે બેસી રહેવાનુ કોઇ સાથે મશ્કરી કંઇ થાય નહીં, કે જૂઠ બોલાય નહિ, હજાર રૂપિયાની કમાણી હોય તેનો પણ ધંધો થઇ શકે નહીં મહામહેનતે ફુરસદ કાઢીને સામાયિક થઇ શકે છે પશુ ગતિમાં કે દેવગતિમાં આવુ સામાયિક થઇ શકતુ નથી માટે તે દુર્લભ છે જેમ મોંઘુ તેમ તેના ગ્રાહક અથવા આરાધક બહુ જ થોડા હોય છે, એવુ દુનિયામા પણ દેખાય છે

પથરા-રસ્તામાં પડ્યા હોય તેનો વાંધો નથી હોતો જો કે હીરા, સોનુ કે પૈસાની થેલી ઘરમા પણ છૂટી મૂકાતી નથી જેમ વેપારીને પૈસો પ્રાણ સમાન છે, તેથી તે ઘરમાં કે પેઢીમાં ન્યુસ પેપરની જેમ ૧૦ ની કે ૧૦૦ ની નોટોને જેમ તેમ રખડતી મૂકતા નથી ચેવડો વચનારો ભૂનથી પણ રૂા ૧૦)

હીરાની નોટમાં તેવડાનુ પડિકુ બાંધી આપવાની મૂર્ખાઈ કરતો નથી કારણ તેની કિંમત તેણે આંકી છે તેવી જ રીતે આત્મા જ્યારે સામાયિકની કિંમત આંકતા શીખશે ત્યારે તે વિશુદ્ધ કરવાની તેને કાળજી વિશેષ થશે. શાસ્ત્રકારો તો ત્યાંસુધી કહે છે કે–સામાયિક કરે તેટલો વખત સાધુની સાથે સરખામણી કરવા લાયક શ્રાવક બને છે એટલે સામાયિક ન કરનાર શ્રાવક કોઈ બીજી સરખામણીઓથી સાધુની સાથે તુલનામાં ટકી શકતો જ નથી સાધુપણુ બહુ જ ઉંચી વસ્તુ છે અને પણ સરખામણી કરવા જેવો શ્રાવક જો બનતો હોય, તો તે માત્ર જ્યારે તે સામાયિક લઈને બેસે ત્યારે જ તેમાં ઘણો ફાળો છે

દા. ત. સામાયિક એક એવી અપૂર્વ વસ્તુ છે, કે તે વખતે મહાનનો કે અણુઓનું તેમાં પાલન થતુ દેખાય છે છએ જીવ નિકાયને તે અભયદાન આપે છે માટે જ સામાયિકમાં શ્રાવક બેઠો હોય ત્યારે તેમાં સમાનતા આવે છે સાધુની જેમ તે પણ સામાયિકમાં જૂઠુ બોલતો નથી ચોરી કરતો નથી શિયળ પાલન પણ સારુ કરે છે પૈસા ટકા ને વ્યાપાર પણ બંધ કર્યો હોય છે ખાવાપીવાનુ પણ બંધ કર્યું હોય છે સામાયિકમાં મન વચન કાયાની પવિત્રતા સારામાં સારી હોઈ શકે છે કારણ કે શરીર સારુ નિરોગી ને શુદ્ધ હોય છે અશુચિને દૂર કરીને સારા કપડા પહેરીને તે બેઠેલ હોય છે વળી જિન પૂજા કરતી વખતે પણ સમાનતા સાધુમહારાજ સાથે આવી શકતી નથી દાન દેવાથી રાત્રે નહીં ખાવા માત્રથી ઉકાળેલુ પાણી પીવા માત્રથી, સાધુ મહારાજની સાથે સરખામણી કરીને હોડમાં ઉતરી શકાતુ જ નથી માત્ર સામાયિકથી જ તુલના કરી શકાય તેમ છે એ જ કારણથી એમ કહેવાય છે કે પૂજા જાત્રા દાન, શિયળ, ગુરુભક્તિ સાધર્મિકોની સેવા, વિગેરે જે કાંઈ કરે તેનો લાભ મળવા છતાં પણ સામાયિકરૂપ વિરતિ વિનાનો વખત નિષ્ફળ

પ્રાય શ્ચિત સમજવો નિષ્ફળ એના જ કારણથી કહેવાય કે જ્યાંસુધી આત્મામા સમભાવ આવતો નથી, ત્યાંસુધી બીજી પૂજાદિ ક્રિયાઓ દોષાદિના ભેળવાળા કરે થએલી કે થતી હોય તો તે વખતે કદાચ સંસાર વધારવા ના ફળમાં પરિણમે, આપણે તેથી કહી શકીએ કે–સામાયિક તો આત્મિક શક્તિઓને ખીલવવાનો એક બગીચો છે, મોક્ષમાર્ગનો મંગલ દરવાજો છે, ચારિત્રનો સાર છે, કલ્યાણનો પ્રાણ છે, ભાવિના અભ્યુદયની મંગલ નિશાની છે અને ઉત્તમ તપ પણ છે

વળી પણ કહેવાય છે કે–કોડો જન્મો સુધી તીવ્ર તપ કરતા પણ જીવ જે કર્મોને ખપાવી શકતો નથી, તે કર્મને સમભાવથી યુક્ત આત્મા અર્ધી ક્ષણમાં ખપાવે છે તપસ્વીઓને ધન્યવાદ આપવા જોઈએ, પણ તે તપમા ક્રોધ આવવાનો ઘણો સંભવ છે અથવા કોઈ માયાથી તપ કરે, તપ કરીને કોઈ સાથે વેરઝેરની પરંપરા વધારે ઝગડાખોર વૃત્તિ છોડે નહીં, તો તેવા કરતા સમતાની અડધી ક્ષણ શું ખોટી ? એમ કહીને સામાયિકને એક ઉત્તમ તપ તરીકે પણ લેખ્યુ છે

પ્રશ્ન ૪—જગચિંતામણિ સૂત્રમાં મંદિર અને મૂર્તિનું વિધાન સ્પષ્ટ છે, પણ કોઈને તે ન ગમે તો ?

ઉત્તર—આજની દુનિયામા આકૃતિ ( ભાવતુ ), પ્રતિકૃતિ ( Photo ) કે મૂર્તિને કોણ માનતુ નથી ? સ્થાનકવાસી મુનિવરોના ફોટાઓના દર્શન તેમનાજ ભક્તો કરે છે, સ્થાનક બંધાવી તેમા પૈસા આપનારના ઑઇલ પેઈન્ટ ફોટાની અનાવરણ વિધિ મોટા મેળાવડા કરીને ઠાઠમાઠથી થાય છે ગામ બહાર જાય ત્યારે તીર્થભૂમિઓની સ્પર્શના કરી પૂજાદિ બધુ કરે છે એટલે તેઓ મૂર્તિને નથી માનતા એમ કેમ કહી શકાય ? મૂર્તિપૂજા એ તો માનવસ્વભાવમાં જડાયેલી ને વણાએલી વસ્તુ છે એટલે કે બાળકથી વૃદ્ધો પર્યંત

સહુ કોઈ તેની કોઈ ને કોઈ પ્રકારે ઉપાસના કરે જ છે ચિત્રો જમવા, ચિત્રોવાળા છાપાઓ વાંચી ખુશ થવુ, નિશાળમાં ડ્રોઈંગ શિખવી, માતાપિતાની દેશનેતાઓની અથવા ધર્મગુરુઓની છબીઓ ઘરે કે દુકાનમાં ટાંગવી તે જોઈને સવારે તેને વદન કરવુ હાથ જોડવા બહુમાન કરવુ, રાજઘાટની સમાધિ કે અરિયક અને નમન કરવુ બ્હાલા દેશનેતાનો ફોટો મોટરમાં રાખી સરઘસ નીકળે તેમા ભાગ લેવો, તે ફોટાઓનુ સન્માન કરવુ સિનેમાઓ હરહમેશ જોયા કરવા પુસ્તકોનો સત્કાર-સમારંભ કરવો દેવના સ્વજની પાસે ભજવદન કરવુ, તેમાં ભાગ લેવો, અત્યારે હયાત ન હોય તેવાઓનુ એક યા બીજા પ્રકારે સન્માન કરવુ, એ બધા મૂર્તિપૂજાને પોષણ આપનારા જ પ્રકારો છે તેમાં તો કોઈનાથી પણ ના પાડી શકાય તેમ નથી

જો શાંતચિત્તે વિચારવામા આવે તો જણાશે કે વીતરાગ-ની મૂર્તિ તો વીતરાગતાને યાદ કરાવનાર છે મનને વશ કરવા, કલ્પનાને સ્થિર કરવા, તથા અધ્યવસાયોને શુદ્ધ કરવા, જ્ઞાની પુરુષોએ જે જે ઉપાયો બતાવ્યા છે તેમાં મૂર્તિ તો એક પ્રબળ સાધન છે. તેનુ સ્મરણ કરવાથી, તેનાં દર્શન અને પૂજા કરવાથી, મૂળ પુરુષનુ સન્માન થાય છે તેનુ ચરિત્ર અને કથન આપણી સામે તરવરવા લાગે છે એ આદર્શ જોવાથી આપણને તેમના જેવા થવા પ્રેરે છે અગ્નિનુ વિરોધી તત્ત્વ જેમ જળ છે કૃપણતાનો પ્રતિપક્ષી ગુણ જેમ ઉદારતા છે, તથા દુર્જનને ધડો લેવા લાયક અને દુર્જનતાનો નાશ કરવા, જેમ સુજનતા પણ ન્યાયીપણુ કે સત્યનિષ્ઠા છે, તેવી જ રીતે વિષયો અને કષાયોની ઉપર વિજય મેળવવા માટે શ્રી વીતરાગ ભગવંતોની ભક્તિની અપૂર્વ ભૂમિ એ અનન્ય સાધન છે જિનમૂર્તિને દેખાને ભવિકજીવોમા સદ્ભાવના અને શુભ અધ્યવસાયોના પૂર વહે છે શ્રી તીર્થંકરદેવનુ સ્મરણ અધ્યવસાયોમા શુદ્ધિ લાવે છે વિચારોનુ

વહેણુ જિનાજ્ઞાને અનુસાર વહેવા માટે છ જેમ જેમ વધારે સ્મરણ અને વીતરાગનાની પિગણ થાય છે તેમ તેમ જિનેશ્વર **ભગવાનના આગમો પ્રત્યે ઊંડો આ.રભાવ પૈદા થાય છે.**

મુખ્યતયા મૂર્તિ તો જૈન દર્શનનુ મહત્વાભર્યું ભાવનાઓનુ મૂળ છે એ પ્રતિમાઓ તો જૈનત્વને દીપાવનારી ભાવનાઓનુ મુખ્ય કેન્દ્ર છે તેનાથી સુશોભિત દેખાતા **જિનમંદિરો તો પ્રાચીન અને પુરાતન જૈન સનાતન સંસ્કૃતિના ઉત્તમ પ્રતિકો** છે સામુદાયિક સમાજમા અથવા વ્યક્તિગત જીવનભૂમિકામા ધર્મભાવનાનુ સીંચણપણુ કરવા માટે સર્વોત્તમ સાધન શ્રી જિનપ્રતિમા જ છે તટસ્થ દૃષ્ટિથી વિચાર કરનારને આટલુ કથન દીવા જેવુ સ્પષ્ટ દેખાડનાર બનશે જ કારણ કે શ્રી જિનેશ્વર દેવો ગુણોના પ્રકાશરૂપ છે એટલે તેમની યાદગીરી માટે તેમની પ્રતિમા પણ મંગળરૂપ છે શુભ છે ને સુખ આપનાર છે તે કારણથી **જિનબિંબો ભરાવવાથી આપણે આપણા આત્મા ઉપર મોટો ઉપકાર જ કરી રહ્યા** છીએ એમ કહીએ તો ખોટુ નથી તીર્થભૂમિઓની પણ શોભા શ્રી જિનબિંબો સિવાય કયાથી આવી શકે? તીર્થભૂમિ કે જિનમંદિર તો જૈનોનુ અને ધર્મનુ એક મહાન ગૌરવ છે અમેરિકામા જૈન તીર્થ નથી, તો જૈન ધર્મ પણ કયા છે? મૂર્તિનો વિરોધ કરનારા જે જે સંપ્રદાયો જૈન સમાજમા પણ નવા નવા નીકળ્યા છે તેમની ઉત્પત્તિથી અગાઉની સાલની સંખ્યાથી અંકિત જિનમૂર્તિઓ ખોદકામ કરતા જમીનમાથી નીકળે છે, તેજ તે મતોના ખોટાપણાને પુરવાર કરવા બસ છે તેવુ જોવા છતાં પણ જ્યારે તે તે મતવાળા તટસ્થ દૃષ્ટિથી "સારુ તે મારુ", એ સદાગ્રહવાળા હોતા નથી, એટલે તેઓ સત્-તત્ત્વ પામી શકતા નથી તેથી જ કહેવાય છે કે સાચુ સાંભળતા અણગમો કે રોષ લાવવો એ ભયકર ભૂલ છે

પ્રશ્ન ૫—નમુત્થુણં સૂત્ર શક્રસ્તવ કહેવાય છે તેથી મહત્ત્વનું મનાય છે કે બીજી કોઈ રીતે તે મહાન્ છે?

ઉત્તર—સામાયિકની ક્રિયામાં જેમ "કરેમિ ભંતે" સૂત્ર પ્રધાન અને મુખ્ય અમમૂત સૂત્ર ગણાય છે તેમ ચૈત્યવન્દનની ક્રિયામાં આ શક્રસ્તવ એ મુખ્ય અથવા પ્રધાન સૂત્ર છે એમ પણ કહેવાય છે કે દરેક તીર્થંકર ભગવાનના કાળમાં આ પ્રતિક્રમણો હતાં જ, એ પ્રતિક્રમણના આ સૂત્રો હતા જ એટલે તે દરેકને માટે આગમોમાં જેમ કહેવાય છે, કે "સામાયિકાદિ ૭ આવશ્યકોથી માંડી ૧૪ પૂર્વ પર્યંત ભણ્યા" તેમ અહીં પણ એમ કહેવાય છે કે 'શક્રસ્તવાદિવાળું' ચૈત્યવન્દન હોય છે તેથી એ મુખ્ય સૂત્ર છે એ માટે જ 'શ્રી ચૈત્યવન્દનની લલિતવિસ્તરા નામની વૃત્તિમાં નમુત્થુણં સૂત્ર ઉપર સુંદર વિવેચન શ્રી હરિભદ્રસૂરિજી મહારાજે લખ્યું છે તે વાંચીને તો બૌદ્ધમત તરફ ઢળેલા પ્રખર કવિરાજ શ્રી સિદ્ધર્ષિગણિમહારાજ પુન જૈનમતમાં એટલે કે અનેકાન્તમતમાં સ્થિર થયા હતા એટલે તેમણે પોતાના બનાવેલા શ્રી ઉપમિતિભવપ્રપંચા કથા નામના વિરાટ ગ્રંથમાં પોતે લખ્યું છે કે એ લલિતવિસ્તરા ટીકા મારી ડોલતી નૈયાને સ્થિર કરવા માટે જ એ ઉપકારી સૂરિજી મહારાજે બનાવી છે

પ્રશ્ન ૬—'ભરત કેવિ માહૂ"માં સાધુઓને "ભરત ઐરવતાદિ" એમ નામ સહિત વંદન શા માટે જણાવ્યું હશે?

ઉત્તર—માનુષોત્તર પર્વતની મર્યાદા સુધી એકંદરે તો મનુષ્યક્ષેત્ર ગણાય છે, પરંતુ તે અઢીદ્વીપમાં પણ મનુષ્યો ૧૫ કર્મભૂમિ-૩૦ અકર્મભૂમિ અને ૫૬ અંતરદ્વીપમાં એમ મળીને કુલે ૧૦૧ ક્ષેત્રોમાં ઉત્પન્ન થાય છે તેમાં અંતરદ્વીપના અને અકર્મભૂમિના જ મેલા મનુષ્યો યુગલિયા હોવાથી તે ચારિત્ર લઈ શકતા નથી,

એટલે સર્વવિરતિનો ઉ ય અથવા સાધુપણુ સાં ૫૬+૩૦=૮૬ ક્ષેત્રોમા સભવતુ જ નથી એટલે અહિ સાધુવદના માટે કર્મભૂમિના ક્ષેત્રોના તે તે નામો જણાવવાપૂરક બાકીના ૧૫ ક્ષેત્રોની જ ગણત્રી કરાવી છે તે આ પ્રમાણે છે —

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| જબૂદ્વીપમાં=૧ | ભરત | ૧ | ઐરવત | ૧ | મહાવિદેહ | |
| ધાતકીખ ડમાં=૨ | , | ૨ | , | ૨ | | |
| પુષ્કરાર્ધદ્વીપમાં=૨ | , | ૨ | , | ૨ | ,, | મળીને |
| | ૫ ભરત, | | ૫ ઐરવત, | | ૫ મહાવિદેહ—૧૫ | |

'જાવ તિ ચેઇઆઈ'માં જિનપ્રતિમાને વદના કરી તેમ અહીં ગુરુઓને વદન કરાએલ છે કોઇને અહીં એમ શકા થાય, કે ભગવાનની પાસે ગુરુવદન કેમ ? તે માટે એ સમાધાન છે કે દેવ જેમ ઉપકારક છે તેમ ગુરુ કાઇ ઓછા ઉપકારક નથી શ્રી જિનેશ્વર ભગવતો અને શ્રી જિનપ્રતિમાઓની જેમ સાધુપદમાં સામા ય કેવલી સાધુનો પણ સમાવેશ હોવાથી પૂ સાધુ મહારાજો તેમ પૂ સાધ્વીજી મહારાજો પણ જીવોને પ્રતિબોધ કરવામાં અત્યત ઉપકારી છે ડાક્ટરની જેમ કપાઉડર પણ સહાયક છે તેમના પ્રત્યેનુ સન્માન તેમના પ્રત્યેની પૂજ્યબુદ્ધિ રાખી ભક્તિ કરવામા કુસસ્કારોને દૂર કરવામા અને ચારિત્રની ખીલવણી કરવામાં પ્રબલ નિમિત્ત છે તેવા કારણોથી તેમને પણ જિનમ દિરમાં પ્રભુની પાસે ભાવ વદન કરાય છે કારણ કે મોક્ષમાગમા સુદેવ, સુગુરુ અને સદ્ધર્મ એ ત્રણેયની કરેલી ઉપાસના આરાધના કે સેવા એક સરખી જરૂરી મનાઈ છે તેમાં પણ દેવસેવા છોડીને માત્ર ગુરુને જ કે ધર્મને જ જો પ્રધાનપદ આપવામા આવે, કે ક્રિયારૂપ ધર્મને ગૌણ બનાવી ગુરુભક્તિને મુખ્ય તરીકે વર્ણવવામા આવે તો તેને તે તત્ત્વથી મોક્ષ અપાવનાર બનતી નથી કેટલાક તો દષ્ટિરાગમાં પડી એક જ માનેલા કુગુરુની પુઠે પુઠે ફરે છે અને તે કુગુરુ

કહે તેને જ દેવ-ગુરુ-ધર્મ તરીકે માને છે તેઓ નિરુણ પ્રવૃત્તિ કરી રહ્યા છે, એમ કહી શકાય

પ્રશ્ન ૭—'જયવીયરાય' સૂત્રમાં કર્મક્ષયની ઇચ્છા દર્શાવી છે તો શું તે ભગવાન્ આપણા કર્મોનો ક્ષય કરાવવા મુક્તિમાંથી અહીં આવે ?

ઉત્ત — 'તારા ચરણકમલને પ્રણામ કરવાથી મારાં કર્મોનો ક્ષય થાઓ" એ વાતમાં ભગવાન્ મુક્તિમાંથી કર્મ ખપાવવા અહીં આવે તેવો અર્થ નીકળતો જ નથી અનાદિ અનંત કાળ થયા આપણા આત્મા પર કર્મના જે થરના થર લાગ્યા છે તે દૂર કર્યા વિના મુક્તિ થઈ શકવાની નથી એ સમજ નક્કી થઈ ગયું પછી તેને માટે પુરુષાર્થ કરવાની વાત આગળ રહે છે તેને માટે તો આગમ તેને 'નિર્જરા" તત્ત્વ ગણાવ્યું છે કર્મ ક્ષય કહો કે નિર્જરા કહો, એ બેઉ એક જ છે જે ખાય તેને સ્વાદ આવે" એ ન્યાયથી કોઈ કોઈના કર્મોને દૂર કરી શકતું નથી. કોઈ પણ આત્માએ કર્મ બંધનમાંથી મુક્તિ મેળવવી હોય તો તેને માટે તેણે જાતે પ્રયત્ન કરી પુરુષાર્થ ખેડવો પડે છે આ મુક્તિ કોઈની મહેરબાનીથી કે કોઈની કૃપાથી પ્રાપ્ત થતી નથી એટલે કર્મબંધનમાંથી મુક્ત થવાની જે માંગણી અહીં કરી છે, તેનો અર્થ એ સમજવો કે-આપની ચરણસેવાથી મને એવી શક્તિ મળો, કે જેથી મારું અજ્ઞાન દૂર થાય મારો પ્રમાદ આળસ કે શિથિલતા દૂર થાય. એટલે મને વિશેષ પુરુષાર્થ કરવાની તક મળે સારા સુયોગો મળે, અને સિદ્ધિ મળે

પ્રશ્ન ૮—'જયવીયરાય'માં વીતરાગને ગુરુ કેમ કહ્યા છે ?

ઉત્તર—આ પ્રાર્થના-સૂત્રમાં ઘણું જાણવાનું મળે છે સૂત્રના પ્રારંભમાં જ 'જય વીતરાગ' શબ્દથી 'દેવ" તરીકેનું સંબોધન કરવામાં આવ્યું છે, અને જગગુરુ" શબ્દથી તે જ ભગવાનને 'ગુરુ" તરીકે સંબોધવામાં આવેલ છે શ્રી તીર્થંકર દેવ એક અપેક્ષાએ

દેવ પણ છે, બીજી અપેક્ષાએ પરમગુરુ પણ છે તે વસ્તુ પણ આડકતરી સૂચના કરે છે કે મનુષ્ય માત્રને જેમ દેવનુ આલંબન જરૂરી છે, તેમ ગુરુનુ આલંબન પણ જરૂરી છે જ ગુરુઓનો ઉપકાર ભગવાનની જેમ કાંઈ ઓછો નથી એટલે એ હિસાબે દેવના માફ કરનારે ગુરુતત્ત્વને ભૂલવુ ન જોઈએ, એમ અહીં શિખવાનુ મળે છે દેવતત્ત્વ વિના જેમ મુક્તિ મળી શકતી નથી તેવી રીતે ગુરુતત્ત્વની ઉપાસના વિના મુક્તિ મળનાર નથી એમ પણ અહીં જાણવા મળે છે અરિહંત તરીકે એ પ્રભુએ શાસન સ્થાપી વિશ્વના ગુરુ તરીકેની પણ ફરજ તેઓએ બજાવી છે એટલે વીતરાગને ગુરુ તરીકે અહીં યાદ કર્યા છે ગુરુઓ દેવ તરીકેનું કામ કરી શકતા નથી પરતુ દેવ તો દેવનુ અને ગુરુનુ બે કામ કરે છે જેમ ડૉક્ટર પોતે કંપાઉ કરવુ પણ કામ કરે, ને ડૉક્ટર તરીકેનુ તો કરે જ પરતુ કંપાઉન્ડર કોઈ દિવસ પણ ડીગ્રી મેળવેલા ડૉક્ટર તરીકેનુ કામ કરી શકે જ નહીં ગુરુ તો અમુકને જ તારે પણ આ તો ત્રણે ય ભુવનના ગુરુ છે એ વાતનુ સૂચન અહીં થયુ છે

પ્રશ્ન ૯—વીતરાગ તો જયવત છે, તો પછી 'જય વીયરાય'મા વીતરાગનો વિજય કેમ ઇચ્છાય છે ?

ઉત્તર—શ્રી તીર્થંકર દેવને જ્યારે કેવળજ્ઞાન થયુ અને જ્યારથી સમોવસરણમાં બેસીને ચતુર્વિધ શ્રી સઘની સ્થાપના કરી, ત્યારથી તે પ્રભુ તો જયવત જ છે તેમનો તો ત્યારથી વિજય થયેલો જ છે તેમનો વાંકો વાળ કોઈ કરી શકનાર નથી અહીં એ વિશેષ સૂચન થાય છે, કે રાગીનો વિજય એ વિજય જ નથી ૪ ઘાતી કર્મોનો નાશ કરી તીર્થ સ્થાપે એ જ સાચો વિજય છે રાગી હોઈને આજે જીતેલો કાલે હારશે નહીં એવી કોણ ખાત્રી આપી શકશે ? એ કારણથી જેને વીતરાગના પર

વિશ્વાસ હોય તેનેજ વીતરાગનો જય ઇચ્છવાનું મન થાય. અને વીતરાગનો પર વિશ્વાસ રાખી વીતરાગનો વિજય ઇચ્છનાર હોય તે જ આત્મા ભવનિર્વેદ માગી શકે સરાગતા જ્યાં હોય ત્યાં પરાજય છે અને વીતરાગતા હોય ત્યાં જ વિજય છે એવુ હૃદયમાં જે માને તેજ ભવનિર્વેદાદિ વસ્તુઓ માંગી શકે વળી કોઇ વખત ઓળખીતા નિરોગી બાળબંધને મળીએ ત્યારે કુદરતી રીતે જ ઉદ્ગાર નિકળી જાય છે કે કેમ? મઝામા છો ને? સામે નિરોગી અને આનદમા જોવા છતા પરસ્પર પુછાય છે, તેમ ભગવાનની પાસે પ્રાર્થના દ્વારા માગણીઓ કરવાની છે ત્યાં છદ્મસ્થ આત્મા પ્રભુનો વિજય ઇચ્છે તો વ્યવહારથી તે અનુમતુ જેવુ તો નથી જ રાગીઓની સાથે હંમેશાં રેવાઇ ગયેલો વીતરાગની પાસે માગણી કરવા બહુ વખત આવતો નથી છતા પોતે રાગી હોવાથી વિજય ઇચ્છીને પછી માંગે તે ઉચિત લાગે

વિશેષમા કેવળી કેવળીને મળે અને તે પરસ્પર સુખશાતા કે વિજય ન ઇચ્છે તો હજી ચાલે, પરતુ નાનો સેવક ભગવાનને, ગુરુ કે વડિલને વિજય ઇચ્છીને પછી બીજી વાતો કરે એ વિનયાવસ્થા દેખાડે છે એ દૃષ્ટિએ પણ વિજય ઇચ્છવો એ ઉત્તમ જ છે સેવક જ્યારે આવા વિનયથી વાત કરે, ત્યારે સેવ્યને પણ તેની સેવાની કદર કરવાનુ મન થાય એ સ્વાભાવિક છે તેમ અહીં પણ ભગવાનના પ્રભાવથી ઘણુ ઘણુ માગવાનુ છે તે એના વિના કેમ ફળે? આ વિજય ઇચ્છીને વાત કરે તો તેથી જયવતનો વિજય ઇચ્છવા સાથે પોતાનો પણ વિજય ઇચ્છાય છે

પ્રશ્ન ૧૦—અરિહતના ચૈત્યો એટલે શું? શું બીજા દેવ દેવીઓના ચૈત્યો ન કહેવાય?

ઉત્તર—"અરિહતચેઇયાણં" સૂત્ર કહીને જે કાઉસગ્ગ કરવાનુ વિધાન છે, તે કાયોત્સર્ગ કરવાનુ સમકિતી આત્માને, મન થાય?

મહારાજા કોઇ શૂરવીરતાના કે સાહમનાં મહાન કાર્યો કરે તે જોઇને આ જનતા તાજૂબ થઇ જાય ને તેમની દેવ તરીકે પ્ખ્યાતિ કરવા માંડે છે ધીમે ધીમે તે દેવ તરીકે પંકાઇ જાય છે! પછી તેનાં નામના મંદિરો બનાવાય પૂજા કરનારા શ્રદ્ધાળુઓ નીકળે, એ બધું થાય છે બાકી વાસ્તવિક રીતે જોતાં દેવ તરીકે મહાન્ થનારની અજ્ઞાન દશા હોય જ નહિ, તેમજ છેવટે જિંદગી અમાગે મૃત્યુ પામવારૂપ કરુણાજનક અંત જ નહીં છતાં આજે દેખાય છે કે ફાંસીના લાકડે મરી જનાર કે કમોતે મરનાર અજ્ઞાની પણ દેવ તરીકે પૂજાય છે! લોકોની એ જ અજ્ઞાનતા છે સાચા મનુષ્યદેવ તો વીતરાગ અને સર્વજ્ઞ હોય છે તેની સમવસરણમાં દેવોથીય સાક્ષાત્ પૂજાઓ થાય છે તેવા પ્રભુઓની તેમજ તેમની મૂર્તિઓની સમક્ષ કાઉસ્સગ્ગ થવા જોઇએ એટલે આ સૂત્રની શરૂઆત જ એવી રીતે થાય છે કે અરિહંત ભગવંતની મૂર્તિઓનું આલંબન સ્વીકારીને અમુક અમુક આગાર કહેલ છે તે હેતુઓ માટે આ કાઉસ્સગ્ગ કરું છું

**પ્રશ્ન ૧૧**—ચૈત્યવંદન કરવાની શી જરૂર?

**ઉત્તર**—આપણો આત્મા વિષયકષાયથી ભરેલો છે વિષયાધીન આત્મા જ્યારે વિષયો માટે કોધાદિ કષાયોવાળો બની જાય છે ત્યારે તેને સુધારવાની કોઇ ત્વા દુનિયામાં મળતી નથી એટલે તેના વિષયો અને કષાયોને ઘટાડવા થી જિનેશ્વરદેવોએ ચૈત્યવંદનનું વિધાન બતાવ્યું છે જેમ પાણી અને અગ્નિને બનતું નથી તેમ હૃદયમાં વીતરાગના ધ્યાન, સ્તવન કે સ્તોત્રના ગુંજારવને અને વિષય કષાયોને બનતું નથી ચૈત્યવંદન ચાલુ થાય કે તુરત વિષય ને કષાય દૂર જ ભાગવા માંડે છે જેમ સિંહનાદ થાય કે તુરત આખા જંગલમાના નાના નાના પ્રાણીઓ સંતાઇ જાય છે, પોલીસની ફોજ આવે કે તુરત ચોર ધાડપાડુઓ નાશભાગ કરે છે તેમ મૂર્તિના દર્શન ધ્યાન ને ગુણગાન થતાની સાથે જ

ક્લિષ્ટ પાપકર્મો નાશ પામે છે જે રીતે ચૈત્યવંદન અને રાગ દ્વેષ એ બેઉને પરસ્પર વિરોધ છે જેમ દૂધ અને ખટાશને વિરોધ છે તેમ કર્મોના મૂળ ઉત્પાદક રાગ અને દ્વેષ કે જે વિષયો અને કષાયોના રૂપાન્તર રૂપો છે તે વિષય કષાયો અનંતગુણી એવા શ્રી અરિહંત ભગવંતને વંદના કરવાથી પછી પનાવન થાય જ તેમાં નવાઇ નથી વિષય દશા જેમ ઓછી થાય તેમ હૃદય પવિત્ર બને કારણ કે તે પછી આત્મા લઘુકર્મી થાય છે પ્રશસ્ત રાગ થવાથી આ ભક્તિ ના ઝરો વહેવા લાગે છે જેમ જેમ આ ભક્તિ ઊંચા સ્વરૂપે બની જાય તેમ તેમ તે પ્રશસ્ત રાગનું ય તત્ત્વ ઘટતું જાય છે પ્રશસ્ત રાગના વધવાથી પહેલાં તો અપ્રશસ્ત રાગ ખૂબ જ ઘટી જાય છે પછી મૂળ પ્રશસ્ત રાગનું સ્થાન ઉત્કૃષ્ટ સેવાભાવ લે છે તેમાંથી નામ રસ ઉદ્ભવે છે તેનું પરિણામ કેવળ વૈરાગ્ય અથવા ભાવ સમાધિમાં આવે છે એમ **ચૈત્યવંદનની રોજની ક્રિયા નિર્વાણના પગથિયા ચડવા બરોબર છે.**

પ્રશ્ન ૧૨—કાઉસ્સગ્ગની સિદ્ધિ માટે મહાત્માઓએ કહીને જે શ્રદ્ધાદિ પાંચ સાધનો કહ્યાં છે તે સ્પષ્ટ સમજાવો

ઉત્તર—શ્રદ્ધાદિ પાંચ સાધનો કાઉસ્સગ્ગની સિદ્ધિ બહુ શીઘ્ર કરાવે છે તેનું મહત્ત્વ નીચેની ઉપમા પરથી સમજાશે (૧) એક સરોવર હોય તે તેમાં તેની વૃદ્ધિ કરવાવાળી કોઇ દવા નાખવામાં આવે, અથવા સરોવરમાં ડોળાએલા પાણીને સ્વચ્છ બનાવવા માટે અમુક જાતના મણિને નાખવામાં આવે તેનાથી બધા કચરાને દૂર કરીને પાણીમાં નિર્મળતા પેદા કરે છે વળી કતક (કાંચકુ) ચૂર્ણ પણ એવું હોય છે, કે જે મલિન જળમાં નાખતા કચરાને બેસાડી જળને નિર્મળ બનાવી દે છે, તેવો પહેલો શ્રદ્ધા ગુણ છે શ્રદ્ધાથી કાઉસ્સગ્ગ કરનાર સાધકના મનમાં રહેલા સંશય કે કાંક્ષાદિને દૂર કરીને, વીતરાગ અને વીતરાગનાં વચન પ્રત્યે અચળ શ્રદ્ધાને ઉત્પન્ન કરે તેવી પવિત્ર અને નિર્મળ બુદ્ધિ બને છે

( ૨ ) મેધા એટલે બુદ્ધિ તે પણ કાઉસગ્ગની સિદ્ધિને અપાવનાર છે તે પ્રજ્ઞા પણ એક ઔષધ સમાન છે જે ઘર કરી જાય તેવા દર્દીને અનેક વૈદ્યો પાસે જુદાં જુદાં ઔષધો કરતાં કરતાં બધમેળુ ને જલ્દી અસર કરે તેવુ એક ઉત્તમ ઔષધ હાથ લાગી જાય ને તે લેવાથી તેને ઘણો ગુણ થાય, પછી તે રોગી બીજા ઔષધને લેવા ઇચ્છતો નથી પણ તે જ ઔષધનું વારવાર સેવન કરવા ચાહે છે તે મુજબ જ શ્રદ્ધાથી નિર્મળ બુદ્ધિવાળો થયેલો તે આત્મા પાપનો પરિહાર કરીને શ્રી જિનેશ્વરદેવ-કથિત પવિત્ર જિનાગમમય શ્રુતજ્ઞાનને જ ગ્રહણ કરવા નિરંતર તત્પર રહે છે.

( ૩ ) ધીરજ પણ કાઉસગ્ગમાં સહાયક છે કોઈ માણસ ગરીબી ભોગવતો હોય તેને મજૂરી કરીને પણ પેટ ભરવુ પડે છે તેવાને અચાનક એકાદ ભારે કિંમતનુ જો રત્ન મળી જાય તો તેને કેટલી ખુશી થાય? તેને એમ જ થાય કે આજથી મારું દળ૨ ફીટી ગયુ તેની જેમ શ્રદ્ધાવાળા એ બુદ્ધિશાળીને સંતોષ એકાએક વધતો જાય છે તે આવવાથી તે પોતાના રોજના માર્ગે સરળતાથી આગળ વધી શકે તેવુ બળ તેનામાં પેદા થાય છે

( ૪ ) ઉપરના ગુણોવાળા આત્માને ધારણા પણ રાખવી જોઈએ આ ધારણા બહુ જ કિંમતી છે જેમ સાચા મોતીની માળામાં એક પછી એક મણકા પરોવતી વખતે સૂત્રમાં સળંગ ક્રમસર તે જોડાતા જાય છે ને એકબીજાની શોભા વધારે છે તેવી જ રીતે ધારણાથી ભળેલા અને સાંભળેલાં સૂત્રોનુ એક પછી એક ક્રમસર ઉદ્બોધન થતુ જાય છે અને તે સ્મૃતિપટમાં અંકિત થતુ જાય છે સૂત્રોના રહસ્યોના પડદા પણ એક પછી એક ઉઘડતા જાય છે

( ૫ ) છેલ્લી અનુપ્રેક્ષા શાસ્ત્રોમાં અગ્નિ સમાન વર્ણવાયેલ છે એ તત્ત્વચિંતનરૂપી તાપ સુવર્ણની જેમ આત્માને સુવિશુદ્ધ

બનાવે છે પરિણામે આત્માના વિશુદ્ધ અને નિર્મળ સ્વરૂપની પ્રાપ્તિ થાય છે એ પ્રમાણે ધ્યાનમા મગ્ન થવા માટે શ્રી અરિહંત ભગવંતોની પ્રતિમાજીઓ અદ્વિતીય આલંબનભૂત છે તે આલંબનને સામે રાખવી વખતે શ્રદ્ધાદિ સાધનો સાધકે પોતાની પાસે જ રાખવા જોઇએ

પ્રશ્ન ૧૩—અરિહંતોની પાસે જેમ અરિહંતચેઇયાણં ' પૂર્ણ ' બોલાય છે, તેમ બીજાઓ પાસેના કાઉસ્સગ્ગમા એ પૂર્ણ બોલવાનુ વિધાન કેમ નથી ?

ઉત્તર—એક વસ્તુ સમજવાની જરૂર છે, કે અરિહંત ભગવંતોની પાસે જ વંદન, પૂજા સત્કારાદિ થઇ શકે કેવળજ્ઞાની સિવાયની શાસનદેવ, શ્રુતદેવતા કે ભુવનદેવતા જેવી વ્યક્તિઓની સ્તુતિ માટે પ્રભુની જેમ વંદન પૂજાદિ કરવાનો શ્રી જૈન સિદ્ધાંત અનુસાર રિવાજ નથી એટલે વંદણવત્તિઆએ વિગેરે બોલતા નથી જ્ઞાનની કે શ્રી શત્રુંજયાદિ તીર્થની આરાધના વખતે વંદનાદિ કરવામાં વાંધો નથી આટલુ વિભાગીકરણ સમજાઇ જાય તો પછી ચાલુ પરંપરાગત વિધિઓના રહસ્યો તુરતજ સમજી શકાય

પ્રશ્ન ૧૪—કલ્લાણકંદની સ્તુતિમાંની ચારે ગાથાઓ પરસ્પર શું સબંધ ધરાવે છે ?

ઉત્તર—સ્તુતિ અથવા સ્તવનમા શ્રી જિનેશ્વર ભગવંતાદિના કોઇપણ અછતા, કે અદ્ભુતતા ગુણોનો વર્ણવાદ આવતો હોતો નથી એટલે કે તેમા માત્ર વીતરાગ અવસ્થાના વિદ્યમાન ગુણોની જ યોગ્ય ને ઉચિત પ્રશંસા આવે છે એટલે નિરોગી માણસને કોઇ વાર વીંછી અથવા સર્પનુ ઝેર ચડે, તે ઝેરને જેમ કોઇ જાણકાર મંત્રવાદી મંત્રના બળથી ઉતારે તેવી જ રીતે આ સ્તવનો સ્તુતિ કરવાથી આત્મામાં રહેલુ કર્મઝેર નાશ પામે છે આ થોયના ક્રમમા પહેલી ગાથામાં અમુક પ્રભુની

સ્તુતિ છે પછી વાસ્તવિક રીતે બધે તીર્થંકરો ગુણોમા સરખા હોવાથી તુરત જ બીજી સર્વ જિનની સ્તુતિરૂપે ગાથા છે તેમણે પ્રરૂપેલા સિદ્ધાંતોમાનુ શ્રુતજ્ઞાન જીવમાત્રને અસાધારણ માર્ગદર્શક હોવાથી ત્રીજી સ્તુતિમા શ્રુતજ્ઞાનની સ્તુતિ છે, એટલે શ્રુતજ્ઞાનની કે આગમની ગાથા ત્રીજી છે પછી ચોથી ગાથા એ જ તારનારા શ્રુતજ્ઞાનની અધિષ્ઠાયી શ્રુતદેવતા શ્રી સરસ્વતીજીની ધર્મમાં સહાય અર્થે પ્રાર્થના ગુથવામાં આવી છે ધર્મીજનોની આરાધનામા સહાય કરવા માટે વૈયાવચ્ચ કરનારા શાસન સરક્ષક દેવદેવીઓનો ઉપયોગ જાગૃત રહે તે માટે તેમને યાદ કરવામાં આવે છે જેથી તેઓ ઉપયોગવાન બને તેમને વખતે પ્રમાદ આવ્યો હોય તો આ યાદ કરવાથી ધર્મી પર આવેલુ સકટ દૂર કરવા ઉદ્યમશીલ બને છે અત્યારે એમ ઘણાંઓ કહે છે કે—અતિ નિકટના સ્નેહી આપણને જો યાદ કરે, તો તેજ મિનિટે આપણને તેની કોઇ ને કોઇ રીતે અસર થાય છે કા તો ટોકર લાગે કે જીભ હોઠ કચડાય છે તે સિદ્ધ કરી બતાવે છે કે આપણને કોઇ યાદ કરે છે તેમ સહાય માટે યાદ કરેલા તે દેવદેવી તો જ્ઞાનથી તુરત જ યાદગીરી જાણીને સહાય કરવા આવી શકે છે

કલ્લાણકંદની આખી સ્તુતિમા બે ત્રણ હિમતો અગત્યની છે (૧) સસારસમુદ્રનો પાર કેમેય પમાતો નથી કોઇક જ ઉદ્યમ આત્મા મુક્તિ માટે પુરુષાર્થ સેવે છે ને સસારસમુદ્રનો પાર પામી શકે છે સસાર એટલે જન્મ મરણોદ્વારા ચાર ગતિઓમાંનુ પરિભ્રમણ આ ભ્રમણ બહુ જ ભયકર છે દા. ત. નિગોદની અવસ્થામા એક જીવ ૪૮ મિનિટ જેટલા કાળમાં ૬૫૫૩૬ વખત જન્મે છે ને મરે છે તેવા દુઃખોમાંથી જે આત્મા મુક્ત થઇ મોક્ષ પામે તે અનત આત્મનાન અનુભવે એ દેખીતુ જ (૨) મહાન ધુરધર વિદ્વાનો પણ જ્યારે જ્યારે મુઝવણમાં આવી જાય છે અથવા શકાઓના સમાધાન જ્યારે જ્યારે

મળતા નથી ત્યારે ત્યારે તેઓને શ્રી અનેમતવાનુ એટલે કે તેના પ્રણેતા કેવળજ્ઞાનીઓનુ જ શરણ લેવુ પડે છે જ્યારે આ સ્યાદ્વાદ મતના આશ્રય તરે આવીને તેની અપેક્ષાઓને સમજી પોતાની ઋજુબુદ્ધિ વડે શૂ રહસ્યો સ્પષ્ટ રીતે સમજે છે, ત્યારે એને આનદ કે સતેષને પાર રહેતો નથી પછી આ જિનમત ઉપર તેઓને અનન્ય બહુમાન અને અમાપ ભક્તિ ઉપજે છે એટલે તેઓનુ હૈયુ આ અનેકાન્તવાદ પ્રતિ નાચે તેમાં નવાઈ શી? કારણ કે તેઓ અતરથી કબૂલ કરે છે કે—મુક્તિ માર્ગમા પ્રયાણ કરવા માટે અનેકાન્તવાદનુ સૂક્ષ્મ નિરૂપણવાળુ આ મહાજ્ઞાન ખરેખર એક સર્વોચ્ચ ગ્રથ સમાન જ છે (૩) ચોથી સ્તુતિ એ વાત કહે છે કે શાસન દેવ-દેવીની સ્તુતિ વિના સ્તુતિ અપૂર્ણ જ ગણાય છે

પ્રશ્ન ૧૫—જે રીતે મમારદાવા મા આગમોનુ વર્ણન કરાયુ છે તે ટૂકમા સમજાવો

ઉત્તર—એક તો આગમોની સખ્યા માટે જૈનોના બધા ફીરકાઓમા એક મત પ્રવર્તતો નથી હજારેક વર્ષો પૂર્વે નીકળેલ દિગબર સપ્રદાયનો મત એવો છે, કે આજે એકેય પ્રાચીન આગમ ગ્રથ ઉપલબ્ધ નથી! આ મતની પાછળ અભિનિવેશનુ બળ વિશેષ જણાય છે તેઓ માને છે તેમ હોય તો આજે મળતા આચારાંગ વિગેરે આગમો કોણે રચ્યાં? શ્રી સુધર્માસ્વામિ ની પાટપરપરાનો શ્વેતાંબર મૂર્તિપૂજક સવેગી સપ્રદાય ૪૫ આગમો માને છે લગભગ ચારસો વર્ષ પૂર્વે નીકળેલ સ્થાનકવાસી તથા તેરાપથી સપ્રદાયવાળાઓ તે પૈકીના ૩૨ આગમોનો જ સ્વીકાર કરે છે બાકીના આગમો નહીં માનવાનુ મુખ્ય કારણ તેમનો મૂર્તિપૂજા અગેનો વિરોધ છે બાકીના આગમોમાં પ્રતિમાની સિદ્ધિના પાઠો ઘણાં ઘણા આવે છે, તે કારણથી પોતાની માનેલી

મુરાદને બર લાવવા માટે ભગવાનના આગમોનેજ નહીં માનવા, એ યોગ્ય કહી શકાય નહીં કોઈ પ્રતિવાદી પોતાના કુકૃતની સિદ્ધિ માટે ખોટા સાક્ષીઓ ઉભા કરે અને છેવટે ન્યાયાધીશની સમક્ષ પણ જ્યારે પોતાનુ કાંઇ પણ ચાલે નહીં ત્યારે કહી દે કે "ઇંડીઅન પીનલકોડના આ અમુક કાયદાઓ જ ખોટા છે, હુ તેને માનતો નથી." એના જેવુ આ વર્તન કહી શકાય. મૂર્તિનો વિરોધ બધાય આગમોમા આવતો હોય, અથવા તો તેઓએ માની લીધેલા ૩૨ મા પણ આવતો હોય કે એકમાં પણ આવતો હોય, તો તે મૂર્તિનો કે મૂર્તિપૂજાનો વિરોધ હજુ પણ વિચારણીય બને પરતુ તેવુય દેખાતુ નથી એકેય આગમ અત્યારે વિદ્યમાન નથી, એમ માનનાર દિગબર સપ્રદાય પણ મદિર, મૂર્તિ અને મૂર્તિપૂજાને તો માને જ છે છતા બત્રીશ માનનારને વાધો આવે છે એ જબરૂ આશ્ચર્યજનક છે

એ ૪૫ આગમો કેવાં છે તેનુ ત્રીજી ગાથામાં સુદર વર્ણન કરવામા આવ્યુ છે ખરેખર આગમ એક મહાસાગર જ છે તે બોધથી અતિ ગભીર છે મનોહર પદોની રચનાઓથી તે મનોહર પણ છે અહિસાના સિદ્ધાતરૂપ લહરીઓના સગમવાળો એવો તે સાગર ઘણો જ ઊંડો છે, ચૂલિકાઓરૂપી મોજાવાળો છે મોટા મોટા આલાવાઓરૂપી રત્નોથી ભરપૂર છે સર્વશ્રેષ્ઠ છે તથા તેનો પાર સામાન્ય આત્મા માટે પામવો બહુ જ મુશ્કેલ છે ચોથી ગાથામા એ આગમોરૂપી દ્વાદશાગીની અધિષ્ઠાતા સરસ્વતી દેવીનુ અમ જ જાણે શ્રુતમય બનેલુ છે એવી મહાન્ ઉપમા પણ મગન કરવામાં આવેલ છે

એક રે પહેલી ગાથામા ભગવાન મહાવીર દેવને આધિ વ્યાધિ ને ઉપાધિરૂપ ત્રિવિધ તાપથી તપેલી દુનિયાને શાત કરવા, જળની ઉપમા આપવામાં આવી છે ચાર ગતિમા ભમતા અજ્ઞાન પ્રાણીઓની મોહરૂપ ધૂળને ઉડાડવા માટે એ પ્રભુ સાથે પુષ્કરની

સરખામણી કરવામાં આવી છે સંસારમાં રખડાવનાર કપટરૂપી પૃથ્વીને ખેડવા માટે હળની ઉપમા આપવામાં આવેલ છે તેમ જ સ્થિરતા અને ધૈર્ય માટે મેરુપર્વતની સાથે ઉપમા અપાઈ છે બીજી ગાથામાં સર્વ શ્રી જિનેશ્વર ભગવંતોનું શરણુ લેનારાઓ મનવાંછિત પૂર્ણ થવાનું મહત્ત્વભર્યું સૂચન કરી તેઓને વંદન કરવામાં આવ્યું છે ત્રીજી ગાથામાં આગમોને સમુદ્રની અનુપમ સરખામણીઓ દ્વારા જ્ઞાનનું સર્વોત્કૃષ્ટપણું બતાવવામાં આવેલ છે અને ચોથી ગાથામાં તો શારદા દેવીનાં અંગોને જ દ્વાદશાંગીની રચના આપીને એ શ્રુતદેવી પાસે મોક્ષનું વરદાન માગી લેવામાં આવ્યું છે

દેવી પ્રસન્ન થાય ને વરદાન આપે અને તે પણ મોક્ષનું વરદાન મળે એટલે કાંઈ બાકી જ રહેતું જ નથી આ વર્ણનથી આપણને જ્ઞાન પણ બહુ જ મળે છે અને કર્તાની અતિશય ગંભીર કૃતિની પિછાણ પણ કરાવે છે આટલામાં કેટલું બધું જ્ઞાન આપ્યું ? કેટલી બધી ગંભીર રચના આ સ્તુતિની છે ? તેનો ઊંડો વિચાર કરવા તક આપણને મળે છે આજની કવિઓની રચના કયાં અને આવા પ્રાચીન મહાપુરુષોની કૃતિઓ કયાં ? એવો વિચાર થાય તો જેવી તેવી કવિતા બનાવવાનું મન થાય નહીં આવી કૃતિ દેખાય, તો જ પોતાની તુચ્છતાનું ભાન થઈ શકે આ કૃતિનો પહેલો શબ્દ જ ખૂબ ધ્યાન ખેંચનારો અને ઊંડો વિચાર કરવાની પ્રેરણાવાળો છે તે શબ્દ છે ' સંસારદાવાનલ " ' શું સંસાર કેવો છે કે દાવાનળ જેવો છે ? ' એમ વિચારતાં દુઃખોના ઘોર સંતાપમાં ડૂબેલા માનવીનો સંસાર દૃષ્ટિ સામે ખડો કરાય તો આબેહૂબ દાવાનલનું સ્વરૂપ ખડું કરે છે એવા સંસારમાંથી મુક્તિ કેમ મળે તેની પેરવીમાં રહેવા માટેનું આ પ્રેરણા સૂત્ર છે એમ કહી શકાય

---

## ક્યારો : ૮ :

# પ્રતિક્રમણના સૂત્રો (૫)

પ્રશ્ન ૧—પ્રતિક્રમણના આ સૂત્રો કોને ઉપયોગી છે?

ઉત્તર—ભવિષ્યકાળમાં ચતુર્વિધ શ્રી સંઘના કલ્યાણાર્થે સાધુ-સાધ્વી-શ્રાવક-શ્રાવિકારૂપ શ્રી સંઘના ચારેય વિભાગને આરાધ્ય ક્રિયામાં નિત્યની ઉપયોગિતા જાણીને એ પ્રતિક્રમણના આવશ્યક એ સૂત્રોની અતિશય ગંભીરતાપૂર્વક રચના થઈ છે આવશ્યક સૂત્રો એ માટે ગણધર ભગવંતો અને શ્રુતધરોએ આવશ્યક-વિશેષાવશ્યક જેવા મહાન્ ગ્રંથો વિસ્તારપૂર્વક રચ્યાં છે

પ્રશ્ન ૨—તત્ત્વોનું જ્ઞાન મેળવીયે તો પછી પ્રતિક્રમણની ક્રિયાઓની શી જરૂર છે?

ઉત્તર—શ્રી જૈનશાસનમાં ક્રિયા માટે જ જ્ઞાન છે જ્યાં ક્રિયાની જરૂર નથી ત્યાં જ્ઞાનની જરૂર જ નથી જીવદયાનું પાલન કરવા માટે જ જ્ઞાન મેળવવું જરૂરી છે જ્ઞાન મેળવ્યા પછી અહિંસા ધર્મ કેમ ન ગમે? જ્યાં દયાની જરૂર નથી ત્યાં દયા પાળવાની વાત કરનાર જ્ઞાનવૃદ્ધિની પણ શી જરૂર છે? દયાહીનને અજ્ઞાનતાજેમ અધિક નિર્દય બનાવે છે તેમ ક્રિયાવિહીનને અજ્ઞાન અધિક નિષ્ક્રિયને ને પ્રમાદી બનાવીને અધિકઅસત્‌ક્રિયાવાન અને પાપ રક્ત બનાવનાર થાય છે ટૂંકમાં કહીએ તો કહી શકાય કે સાચું જ્ઞાન આવે તો તો આપોઆપ ક્રિયાની અભિરૂચી જાગે જ જ્ઞાનથી જ્ઞાનીના વચનો પર શ્રદ્ધા પણ વધારે દૃઢ બને મુક્તિની ક્રિયા કરવા તરફ આત્માએ જ્ઞાનપૂર્વક ઉદ્યમશીલ બનવું જોઈએ દયાને પુષ્ટ બનાવવા માટે જ્ઞાનને મુખ્ય બનાવવું જોઈએ અહિંસાને દૃઢ બનાવવા માટે જ્ઞાનનો આદર કરવો જોઈએ અહિંસાને પાછળ કરી તેને ભૂલી જવા માટે જ્ઞાન ભણવા ભણાવાનું હોય જ નહીં દયાને કાયમ રાખીને જ્ઞાન ભણવાનું હોય

છે ક્યાંને ટાંડીને જ્ઞાન ભણવા કયો બુદ્ધિમાન ઉપદેશ આપે ? અહિંસા, દયાપાલન ચારિત્રશોધન, કે ક્રિયાપ્રવર્તન એ બધામાં જ્ઞાન તો કેવળ ઉત્તેજક અને શુદ્ધ કરનાર એક પવિત્ર તત્ત્વ મનાયેલ છે જે જ્ઞાનથી તેના કાર્ય સ્વરૂપ અહિંસા થઈ શકે નહીં, તે જ્ઞાન નિષ્ફળ અને નકામું ગણાય છે ક્રિયાને ટકાવવા માટે જ્ઞાનાભ્યાસ કરવાનો છે ક્રિયા વિના કે ચારિત્ર વિના મોક્ષ હોય શકે જ નહીં માટે એવું જ જ્ઞાન ભણવું જોઈએ કે જેથી ચારિત્ર અને તે માટેની ક્રિયા સુદૃઢ બને પ્રમાદમાં પડેલા અને દોષોથી ભરેલા છીએ માટે દોષોની વારંવાર શુદ્ધિ કરવાવાળું પ્રતિક્રમણ કર્યા વિના ચારિત્ર પણ શુદ્ધ રહી શકતું નથી એમ તો કહી શકાય, કે જેમ ચારિત્ર વિના મુનિ નથી તેમ આવા આત્માઓ માટે પ્રતિક્રમણ વિના ચારિત્ર પણ ટકી શકનાર નથી માટે મોક્ષ કે સદ્ગતિનો મુખ્ય આધાર જ્ઞાન નહીં પણ ક્રિયા છે **ચારિત્ર ગુણથી હીન આત્માને ઘણું પણ જ્ઞાન અંધની આગળ લાખો દીપકની જેમ શું ફળ આપશે?** ચારિત્રવાનને એવું થોડું પણ શ્રુતજ્ઞાન, ચક્ષુવાળા દેખતાને એમજ પણ દીપકની જેમ પ્રકાશ આપનાર બનશે ક્રિયાપ્રધાન સધમાં પાંચે પ્રતિક્રમણો વિધાનરૂપ છે ક્રિયા વિનાના જ્ઞાનની વાત જેઓને મીઠી લાગે છે, અને ક્રિયાની વાત જેને કડવી લાગે છે તેઓ ખરેખર શાસ્ત્રદૃષ્ટિને પિછાણનારા નથી જ કારણ કે **ધર્મના પ્રાણ જ ક્રિયા છે,** તે તેઓને સમજાયું હોતું નથી

પ્રશ્ન ૩—પ્રતિક્રમણથી આત્માને લાભ થશે તેની ખાત્રી શી ?

ઉત્તર—આત્મા ચાને કર્મ એ બેઉ ક્ષીર-નીરની જેમ, અથવા લોહાગ્નિ ન્યાયથી પરસ્પર અલગ હોવા છતાં એકબીજા સાથે પરસ્પર અનુવિદ્ધ થઈને મળીને એકમેક થઈને રહે છે એ મેળાપ અલગ ન થાય ત્યાં સુધી બ નેય પરસ્પરની અસરથી મુક્ત થઈ

શકતા નથી જીવ ઉપર કર્મની અસર છે ને કર્મ ઉપર જીવની અસર છે આ રીતનો કર્મ અને આત્મા વચ્ચેનો મુમુક્ષુ આત્મા વિયોગ કરવા ઇચ્છે છે તેથી લોઢામાંથી અગ્નિનો તાપ કમ કરવા જેમ પાણી જોઇએ તેમ કર્મની અગ્નિને શાંત કરવા સામાયિકની જરૂર છે હવે બીજી પ્રતિક્રમણાદિની ક્રિયાઓ જો નહીં કરે તો ક્ષીર ને નીરની જેમ આત્માથી કર્મ જુદા કેમ થઇ શકે ? એમ પ્રતિક્રમણ કરવાથી એ ક્રિયાઓમાંના છએ આવશ્યકો તેની તેની અસર પહોંચાડશે જ, તેમા ખાત્રીની શી જરૂર છે ? મરચુ બાળકને ખવડાવીયે, પછી એ ટૂં શે જ તેની જીભ તીખી થવાની જ, તેમ આ ક્રિયાઓની અસર થવાની જ માટે અશ્રદ્ધા કરવી એ ભૂલ છે

પ્રશ્ન ૪—પુદ્‌ગલ આવિષ્કારના જમાનામા પ્રતિક્રમણની શી જરૂર છે ?

ઉત્તર—શ્રી કલ્પસૂત્ર જેવા સર્વ શાસ્ત્રશિરોમણિ સમા મહાગ્રથમાં આપણે સાભળ્યુ છે કે—આ કાળમા ભગવાન મહાવીર દેવના ચતુર્વિધ સઘના આત્માઓ વક્ર ને જડ થશે તો જ્યા જડતા છે ત્યાં ભૂલોનો સભવ રહેવાનો જ એટલે જ્યાં ભૂલો થાય ત્યાં ભૂલના પશ્ચાત્તાપરૂપી પ્રતિક્રમણની પણ આવશ્યકતા વિના મહેનતે સિદ્ધ થઈ જાય તેવી છે પ્રતિક્રમણ એ ભૂલરૂપી વિષને વધતુ અટકાવનાર ઔષધિ વિશેષ છે એટલે છદ્મસ્થને પ્રતિક્રમણની જરૂર કેમ ન હોય ? Western Civilization સુધરેલો જમાનો પણ કહે છે કે પોતાની ભૂલ થવાની સાથે જ Beg your pardon Excuse me I am very sorry ' એમ કહી ભૂલનો તુરત સ્વીકાર કરી લઘુ બનો મહેરબાની કરી માફી આપો, મને ક્ષમા આપો હુ બહુ દિલગીર છુ આ શબ્દો શુ છે ? તો પછી ભગવાન ' મિચ્છામિ દુક્કડ માગવાનુ શિખવાડે છે તે શુ છે ? ભૂલ થતાથી સાથે

જ તેનો સ્વીકાર કરી તેનુ પ્રતિક્રમણ કરવુ એ તો પોતાની મહાનતાનુ ચિહ્ન સૂચક છે

પ્રશ્ન ૫—પ્રતિક્રમણ એ શુ ચીજ છે? તેનો અર્થ સરળ રીતે સમજાવો

ઉત્તર—પ્રમાદવશાત્ પોતાનુ સ્થાન છોડીને પરસ્થાનને પામેલો આત્મા પાછો પોતાના સ્થાને આવે તે પ્રતિક્રમણનો સાદો અર્થ છે એટલે જ્યાં સુધી પ્રમાદ રહે ત્યા સુધી પ્રતિક્રમણની જરૂર છે એમ કહી શકાય અ ૮ ૪ ને છઠ્ઠા ગુણસ્થાન સુધીના જીવોને માટે અવિરતિ કષાય કે પ્રમાદ જેવા દોષોને જીતવા માટે પ્રતિપક્ષ સાધક ક્રિયાએ ૫ આ ષડાવશ્યકમય પ્રતિક્રમણ જેવુ કોઈ દુનિયામા બીજુ સાધન જ નથી **સર્વવિરતિનુ રક્ષણ** આ પ્રતિક્રમણ ક ઠરે ? નહીં તો નિષ્ઠુરતા પ્રવેશતા વાર લાગે જ નહીં ૭મ ગુણસ્થાનક સુધીના આત્માઓ માટે ક્રિયાઓની જરૂર નથી, એમ કહેનારને મિથ્યાત્વ ઝેરના વાસનાવાળા જ માની શકાય દોષ લાગતા રૂપ ક્રિયા માનેલી છે તેને નિગ્રહ કરવા કે ઝેર કરવા આ ... ની ક્રિયાઓ જરૂરી છે જ, તેટલુ તેઓ ભૂલી જાય છે લાખડ લોખડને કાપે' તેમ ક્રિયા ક્રિયાનો સામનો કરી શકે જેમ કિલ્લો સમારકામથી જ ટકી શકે છે, નહિ તો પડી જાય તેમ ચારિત્રવાન્ આત્માનો ક્રિયારૂપી કિલ્લો પ્રતિક્રમણરૂપી સમારકામથી જ ટકી શકે ક્રિયાના કિલ્લામા પડેલા છિદ્રો ક અતિચારોરૂપી ગાબડાઓનુ પ્રતિક્રમણ કરવુ એ સમારકામ છે માટે કહી શકીએ કે આ જ્ઞાનપૂર્વકની ક્રિયાઓ તો ચારિત્રના સાચા પ્રાણ છે, ને તે ક્રિયાઓના પ્રાણ એ પ્રતિક્રમણ છે

પ્રશ્ન ૬—પ્રતિક્રમણમા ૬ આવશ્યક છે તે શુ સમજાવે છે?

ઉત્તર—(૧) સામાયિક (૨) ચઉવિસત્થો (૩) વદણય (૪) પડિક્કમણુ (૫) કાઉસ્સગ્ગ ને (૬) પચ્ચક્ખાણ એ છ આવશ્યકો પ્રતિક્રમણ કરતા ક્રમસર આવે છે સમભાવ લક્ષણવાળુ

સામાયિક સૌમા પ્રથમ છે ચતુર્વિંશતિ સ્તવ આદિ સૂત્રો પાચ સામાયિકના જ પોષક પ્રકારો હોવાથી સામાયિકને પ્રથમ મણાવેલ છે એ છએ ષડાવશ્યક પણ કહેવાય છે તેના વિષયો ટૂંકમાં આ પ્રમાણે ગણાવી શકાય (૧) સામાયિકનો અર્થાધિકાર સાવદ્યયોગની વિરતિવાળો ગણી શકાય (૨) બીજો ૨૪ ભગવંતોના સદ્ભૂત ગુણોના કીર્તનવાળો છે (૩) ગુણવંતા ગુરુ મહારાજના વિનયવાળો ત્રીજો (૪) ચોથો પ્રતિક્રમણનો, તેમા પાપોથી સ્ખલિત બનેલ આત્માની નિંદામય મણાય (૫) પાચમો મહાન દોષરૂપી ભાવ વ્રણોની ચિકિત્સા માટેનો અને (૬) છઠ્ઠો પ્રત્યાખ્યાનનો અર્થાધિકાર અનેક પ્રકારની સંયમગુણની સંવર વમવાળી ધારણાવાળો આવે છે

બીજી રીતે પણ એમ કહી શકાય કે (૧) સામાયિકથી ચારિત્રાચારનુ પાલન કરવાદ્વારા ચારિત્ર ગુણની વિશુદ્ધિ કરાય છે (૨) જિનસ્તુતિથી દર્શનાચારનુ પાલન કરતા દર્શન ગુણનુ શુદ્ધિકરણ થાય છે (૩) ગુરુવંદન કરતા ગુરુનો વિનય કરવાથી તેમનામા રહેલા દર્શનજ્ઞાનચારિત્ર ને તપના ગુણોનુ જ તેમા બહુમાન થવાથી આપણા પણ તે તે ગુણો વિકસે છે (૪) મૂળગુણો ને ઉત્તરગુણોમા થયેલી સ્ખલનાઓની યાદ કરનાપૂર્વક આલોચના કરી તેનો ક્રમ આવે ત્યારે વિધિપૂર્વકની નિંદા અને ગર્હા કરે તે સાચુ પ્રતિક્રમણ છે પ્રતિક્રમણ કરતી વખતે દુષ્કૃતોની નિંદાવાળો પ્રતિક્રમણ નામનો આ વિભાગ ભલે ચોથો આવે છે તો પણ તે બહુ જ મહત્વનો છે તેનાથી ચારિત્રના મૂળ અને ઉત્તરગુણો શુદ્ધ થતા હોવાથી ચારિત્રાચાર નુ જ તે પાલન ગણાય છે (૫) નિંદા ગર્હારૂપ પ્રતિક્રમણથી શુદ્ધ નહીં થયેલા ચારિત્રના શેષ અતિચારોના વ્રણના છિદ્રોની ચિકિત્સા કરવારૂપ કાઉસ્સગ્ગથી અનુક્રમે શુદ્ધિ થાય છે (૬) છઠ્ઠુ પચ્ચક્ખાણ એ ગુણ ધારણ કરવા માટે છે તેનાથી તપાચારનુ

પાલન થાય છે તપાચારથી અતરાય કર્મો પણ તૂટે છે એવી રીતે છએ આવશ્યકોથી વીર્યાચારની શુદ્ધિ થાય છે જેમ તેનો ક્રમ સાચવીને રસોઇનુ રાધવાનુ કામ કરાય છે, તેમ આ છએ આવશ્યકોની વિધિ શાસ્ત્રીય હોઇને ક્રમપૂર્વક ગોઠવાએલ છે તેમજ આત્મ વાથી મુક્તિ નિકટ બને છે

પ્રશ્ન ૭—આ સૂત્રો ભણવાથી શો લાભ ?

ઉત્તર—આ સૂત્રો સરળ મ મય છે અને ગભીર અર્થવાળા છે થોડા અક્ષરોમા ઘણા ~ર્થો સમાવી લેવાની શક્તિ તે સૂત્રોમાં છે એક~જ મમા અનેક જ મોના ભાર્યો સિદ્ધ થઇ શકે એવા અર્થો અને તત્ત્વોથી ભરેલા આ મહન તે મત્રમય સૂત્રોનો અભ્યાસ કરવાનુ છોડીને એક જ જ મના અને તત્ક્ષણ પૂરતા કાર્યની સિદ્ધિ બતાવનારી સાહિત્ય કેળવણી ભણવામાં શુ બુદ્ધિમત્તા છે ? આ સૂત્રો આ ભવ અને પરભવને સુધારે છે

પ્રશ્ન ૮—સામાયિકમા મનથી પાપ ન કરવાની પ્રતિજ્ઞા લેવાય છે તે તો મોટે ભાગે પળાતી નથી તો સામાયિકનો ભગ ન કહેવાય ?

ઉત્તર—અતિક્રમ-વ્યતિક્રમ-અતિચાર અને અનાચાર એમ ચાર પ્રકારથી ક્રમે દોષ લાગે છે તેમા માનસિક દોષ પહેલા ત્રણ પ્રકારથી મનાએલો છે અનાચારનો મહાન દોષ છે એટલે અતિચાર સુધીના ત્રણ પ્રકારોની શુદ્ધિ નિંદા ગર્હા, આલોચન અને પ્રતિક્રમણથી થઇ શકે છે તેમ કરવાથી લીધેલી પ્રતિજ્ઞાનો સર્વાશે ભગ થયો મનાતો નથી, અને પ્રતિજ્ઞાનો નિર્વાહ થઇ શકે છે

પ્રશ્ન ૯—આ સૂત્રો ઘણુંએને પૂરા આવડતા નથી અશુદ્ધ બોલે છે, તેના કરતા ન બોલે તો કેમ ?

ઉત્તર—જૈન મત તો એમ માને છે કે કોઇ પણ ક્રિયા અભ્યાસથી જ સિદ્ધ થાય છે "દોષવાળુ કરવા કરતાં નહીં કરવુ સારુ" એવી જૈન મા યતા નથી "કરવુ તો શુદ્ધ જ કરવુ, અ યથા કરવુ જ નહીં" એવુ વચન પણ આ શાસ્ત્રકારોને મા ય નથી.

જૈન સિદ્ધાતના મર્મોને જાણનાર મનુષ્ય આવુ કદી બોલે જ નહીં કારણકે " અભ્યાસના પ્રારભકાળમા ભૂલ ન જ થાય " એવુ કદી બનતુ નથી એકડો ઘુટનાર બાળક બાળિકાઓનો દાખલો વિચારો રોટલી વણવાનુ શિખનાર નાની કન્યાનુ દૃષ્ટાત પણ વિચારવા જેવુ છે જો તેઓને એકડો લખતાં કે રોટલી વણતાં ના પાડીશુ, તો તેમનુ ભવિષ્ય બગડશે કારણ કે શરૂઆતમા એકદમ શુદ્ધ તો તે બેઉને આવડતા જ નથી એવી જ રીતે સમજવુ જોઇએ કે-ભૂલોવાળી ક્રિયાઓ કરતા કરતા જ એક દિવસ ભૂલ વિનાના અનુષ્ઠાનો થશે કારણ કે સત્ર સામાન્ય એવો નિયમ છે કે **સાતિચાર ધર્મ જ નિરતિચાર ધર્મનુ કારણ બને છે અતિચારવાળા અનુષ્ઠાનો જ એક દિવસ સર્વ શુદ્ધ નિરતિચાર ધર્મ સુધી પહોચાડશે** એમ કરતાં કરતા જ્યારે આત્માઓ પોતાની અશુદ્ધિઓ, સ્ખલનાઓ, ત્રુટિઓ અને ખામીઓને દેખતા થશે ત્યારે તેને સુધારવાનો પ્રયત્ન કરશે. દુનિયાની બધી કળાઓના અભ્યાસમા પણ એ જ નિયમ છે સર્વાશે શુદ્ધ આદર્શને નજર સામે દેખતા જાઓ અને પોતાની ક્રિયાઓમા રહેલી ખામીઓને સુધારતા જાઓ. એક દિવસ વિશુદ્ધ આદર્શને પામી શકાશે

પ્રશ્ન ૧૦—પ્રતિક્રમણ કરવા અગાઉ સામાયિક લેવાની શી જરૂર ?

ઉત્તર—પ્રતિક્રમણ એ સામાયિકનુ એક અગ છે એટલે એમ કહીએ તો ચાલે કે **સામાયિક એ સાધ્ય છે, ને પ્રતિક્રમણ એ સાધન** છે તે કારણથી સામાયિકરૂપી સાધ્યને લક્ષમા રાખીને જ પ્રતિક્રમણની ક્રિયા કરવી જોઇએ વિરતિવાળા ચતુર્વિધ શ્રી સઘને એ સામાયિકનો પ્રતિક્રમણની આરાધનાદ્વારા મુખ્ય ખપ રહે છે એટલે કહી શકીએ કે આ પ્રતિક્રમણ કરવાનો અધિકારી વગ ચતુર્વિધ શ્રી સઘ છે દોષની શુદ્ધિ જેને ઇષ્ટ હોય તે એ પ્રથમ તો સામાયિકના જ લક્ષ્ય બને છે

પ્રશ્ન ૧૧—પ્રતિક્રમણ કરતી વખતે સૂત્રો અને ક્રિયાનો એ બેઉનો શો સબધ છે?

ઉત્તર—સૂત્રોનુ જ્ઞાન હોય તો જ ક્રિયા કરી શકાય આ સૂત્રો જો મુખપાઠ ન હોય, તો પ્રતિક્રમણની ક્રિયા અને વિધિઓ કેમ કરી શકે? ક્રિયા સદ્‌ગતિનો હેતુ મ ણુ કે આ ક્રિયા કરતી વખતે સસારની પાપક્રિયાઓ આપોઆપ બધ થાય છે પણ તે ક્રિયા કરનારને જો તે સૂત્રો માટે ન આવડતા હોય તો ક્રિયામા પ્રવૃત્તિ કેમ જ કરી શકે? આજ એવુ ઘણાના મનમા છે કે આ સૂત્રાક્ષરો મ ત્રમય છે ન તો અર્થ ન પણ જાણીએ તે છતાં કોઈ ક્રિયા કરાવે તે સ ભળવાથી આપણા કર્મો ખપવાના જ છે 'વ દિત્તાસૂત્રમા પણ ચઉટે તે વાત કરી છે તેથી આજ સમાજનો મોટો ભા ગ તે સૂત્રોના મહામૂલા અર્થો શિખવામાં ગોખવામા અને તેના ઉ ડા અર્થ ચિન્તનમા બહુ જ પ્રમા સેવે છે વેપારી 'કરેમિ ભતે' નો અર્થ જાણતો નથી માતા નવકારનો અર્થ જાણતી નથી પાઠશાળામા કેવળ મુખપાઠથી સતોષ મનાય છે તેઓને કદી ચિતા થતી નથી કે આ અમે શુ ખોઈ ગયા? અમે શુ મુઝવણમા ભાજવ્યુ? એવાઓને આકરુ ઉત્તેજન આપવા એ વ દિત્તા સૂત્ર કહેતુ નથી કે અર્થ શિખશો નહીં રહસ્યોનુ ચિતન કરશો નહીં એટલે અર્થ જાણ્યા વિનાના વર્ષોથી ક્રિયાઓ કરનારો મોટે ભાગે પોતાની આળસથી શુ ગુમાવી રહ્યો છે? તે સમજતો હોતો નથી તેથી તે મહાન્ ભૂલ કરી રહ્યો છે એમ ક્રિયાઓ કરનારો વર્ગ ધીમે ધીમે દ્રવ્ય ક્રિયાઓમાં જ મ નનારો બને છે એમ એક દિવસ એ શુષ્ક ક્રિયાવાદી બની જશે માટે ક્રિયામા જેટલુ જરૂર હોય તેટલુ પ્રમાણોપેત જ્ઞાન ભળે તો દૂધમા સાકર ભળ્યા બરાબર સ્વાદ આવે માટે જેની શક્તિ હોય તેઓએ તો તે ક્રિયાઓમા પૂરો રસ લેવા અર્થ શિખી જ સારૂ લેવા જોઈએ જેની શક્તિ

ન હોય, બિમાર હોય વૃદ્ધ હોય ને તેને માટે આ સૂત્રો વિના અર્થના શીખવવામાં આવે તો તે સુયોગ્ય ગણાય

પ્રશ્ન ૧૨—છએ આવશ્યકોનો પરસ્પર સંબંધ સમજાવો

ઉત્તર—આ છએ આવશ્યકો પરસ્પર એક બીજાના સાધક અને પૂરક છે સામાયિકથી જેમ આશ્રવ નિરોધ કે તૃષ્ણા છેદરૂપી પચ્ચક્ખાણના ગુણની વૃદ્ધિ થાય છે તેમ પચ્ચક્ખાણથી સમતારૂપી સામાયિકની પુષ્ટિ થાય છે કારણ કે પચ્ચક્ખાણ ઉભય સંધ્યાના બેઉ પ્રતિક્રમણોમાં કરવાના જ છે કાયા ઉપરથી મમતા છોડીને કાઉસ્સગ્ગ દ્વારા જેમ મમત્વ યોગની પ્રાપ્તિ થાય, તેમ દેહમમત્વના ત્યાગથી સમભાવવાળા સામાયિક ગુણની જ વૃદ્ધિ થવાની સાવદ્ય યોગની નિવૃત્તિરૂપ પચ્ચક્ખાણમય સામાયિકથી જેમ પ્રતિક્રમણને જ પોષણ મળે છે તેમ સાવદ્યયોગની નિવૃત્તિરૂપ પ્રતિક્રમણ સામાયિકથી જ સિદ્ધ થાય છે સમભાવ નામ એના સુગુરુની આજ્ઞાના પાલનરૂપ ભક્તિનુ જેમ સામાયિક પ્રયોજક અને ઉત્તેજક છે, તેમ તે સમભાવી સદ્ગુરુઓના ચરણકમલોની વંદના રૂપ વિનય પણ સામાયિક ગુણને વિકસાવનાર બને છે આવા પરસ્પરના સંબંધોથી એકંદરે આપણે એમ કહી શકીએ કે છએ આવશ્યકો ભેગા મળીને ચારિત્ર ગુણને જ પુષ્ટ કરે છે એ હિસાબે ચારિત્રનુ પાલન એટલે ચારિત્રાચારનુ પાલન પણ થયુ ગણાય અથવા પંચાચારના પાલનરૂપ મુક્તિમાર્ગનુ પાલન સંરક્ષણ કે આરાધન થયુ ગણાય એ પ્રમાણે પ્રતિક્રમણ કે તેના છ આવશ્યકો મુક્તિ પથના પ્રધાનરૂપ જ છે તેથી સમજુ આત્માઓ ઉભય ટંક પ્રતિક્રમણ કદી છોડતા નથી ચતુર્દશી જેવી આરાધક તિથિએ જો કારણ સંયોગવશાત્ ... ન થઇ શક્યુ હોય, તો પણ પક્ષ દિવસની ખમાવવાની આલોચનાની પુણ્યપળોને કોઇ પણ ભોગે આરાધકો જતી ... નથી

પ્રશ્ન ૧૩—પ્રતિક્રમણનો સમય સવાર સાંજનો કેમ નિયત કરાયો હશે?

ઉત્તર—૨૪ કલાકમા સવાર સાંજ રામ બે સંધ્યા મુખ્ય ગણાય છે સૂર્યના ઉદય ને અસ્તના તે સમયો છે તેવી જ રીતે રાત અને દિવસ પણ બે વિભાગ છે એટલે **૧૨-૧૨** કલાકની સહેજ વહેચણી તેમાં મુખ્ય કારણ છે વળી દુનિયામા સવાર સાંજના વખતો ફરવા માટે કે વ્યાયામદ્વારા દેહપુષ્ટિ માટે મુખ્ય ગણાએલ છે તેમ આ પ્રતિક્રમણ પણ આત્માના ગુણોને પોષણ આપવા માટે એક વ્યાયામ તરીકે લેખાયેલ છે **માનવને આ પ્રતિક્રમણરૂપી વ્યાયામ વિના આત્મગુણોની પુષ્ટિ કરવારૂપ કાર્યની સિદ્ધિ થઇ શકતી નથી** આ આરાધન અનાદિનુ અને શાશ્વત એટલે કે દરેક તીર્થકર ભગવતના શાસનમા તે અવશ્ય હોય જ મુમુક્ષુને પ્રતિદિનના એ વ્યાયામ વિના ચાલી શકતુ જ નથી એનાથી ભાવ તદુરસ્તી સાંપડે છે તત્વાર્થ સૂત્રની સિદ્ધસેનીય ટીકામા પૃષ્ઠ-૫૭મા કહ્યુ છે કે-ગુરુઓ સમક્ષ કરાતા સમકિતને અપાવનારા જે જે શુભ ક્રિયાનુષ્ઠાનો છે તે બધાય સમ્યગ્ વ્યાયામો છે

પ્રશ્ન ૧૪—પ્રતિક્રમણ એક કે પાંચ? ૭ આવશ્યક તો દરેકમા સરખા છે

ઉત્તર—પ્રતિક્રમણ એ દોષશુદ્ધિ અને ગુણપુષ્ટિની ક્રિયા છે અહીં દોષ એટલે કચરો આત્મારૂપી ઘરમા કર્મ કચરો ભર્યો પડ્યો છે ઘરની જેમ તેને રોજ બે વાર સાફ કરવો જોઇએ તેને વળી દર-પખવાડીયે દર ચતુર્માસીએ, કે દર સવત્સરીએ વધારે પ્રયત્ન કરવાપૂર્વક સાફ કરવો જ જોઇએ તેમ થાય તો જ ચોકખાઇ રહી શકે તે કારણથી દૈવસિક, રાત્રિક, પાક્ષિક ચાતુર્માસિક અને સાંવત્સરિક એમ પાંચ પ્રતિક્રમણ ભગવાને ફરમાવ્યા છે તેમાં દૈવસિકને પ્રથમ મૂકવાનુ એ કારણ છે, કે-ભગવાન તીર્થની સ્થાપના દિવસે કરે છે અને તે દિવસની સાંજથી જ શ્રી ગણધર

ભગવતી વિગેરે સઘ નિયમિત પ્રતિક્રમણ કરે છે એટલે દૈવસિક પ્રતિક્રમણ પહેલુ શરૂ થાય છે તેથી તેને પહેલુ ગણાવેલ છે

પ્રશ્ન ૧૫—પ્રતિક્રમણમાં યોગસિદ્ધિ અથવા અધ્યાત્મ જેવુ શુ છે?

ઉત્તર—આ ક્રિયાઓ રખડતા આત્માઓનો મોક્ષની સાથે યોગ કરી આપે છે માટે તે યોગ જ છે વળી જ્ઞાન અને ક્રિયા ઉભયરૂપ અધ્યાત્મ છે અધ્યાત્મ એટલે આત્માની સન્મુખ થવુ પ્રતિક્રમણ વખતે નિદા ગર્હાદિ કરાય છે તે આત્મસન્મુખ થઈને જ કરાય છે આ પ્રતિક્રમણ સમજપૂર્વક થાય છે એટલે તે ક્રિયામાં જ્ઞાન પણ છે જ્ઞાન અને ક્રિયા બેઉ એમા ભળવાથી આત્માભિમુખી જીવ વિશુદ્ધ અધ્યાત્મનુ જ પાલન કરી રહ્યો છે એમ કહી શકાય એટલે માનવુ પડશે કે **જ્ઞાન અને ક્રિયા ઉભયના સમન્વયમા જ શુદ્ધ અધ્યાત્મ સમાયેલુ છે** એટલે આ પ્રતિક્રમણની ક્રિયાઓમા દૂધ અને મીઠાશ અથવા પાણી અને રસ એની માફક જ્ઞાન અને ક્રિયા ઓતપ્રોત મળી ગયેલી છે તેથી પ્રતિક્રમણ એ નિર્ભેળ અધ્યાત્મ જ છે જો કે દ્રવ્ય ક્રિયાઓ આગળ જતા ભાવ ક્રિયાને લાવનારી અને કારણભૂત બને છે, એટલે વ્યવહારથી દ્રવ્ય ક્રિયાઓ કે અશુદ્ધ ધર્મની ક્રિયાઓને બંધ કરવાનુ જ્ઞાનીઓ કહેતા નથી પરતુ અધ્યાત્મરૂપ જ્ઞાન સાથે જ્યારે આ આત્મા ક્રિયા કરતો થશે, ત્યારે મોક્ષ નજીક સમજવુ જો કે દ્રવ્ય ક્રિયા કરનારને અથવા સાભળીને ક્રિયા કરનાર અભણને પણ ભગવાન ઉપર તથા ભગવતની આજ્ઞાઓ ઉપર બહુમાન અને શ્રદ્ધા તો હોવી જ જોઇએ, જો તે હોય તો તેને આપણે આંશિક અધ્યાત્મ માની લેવુ પડે, પરતુ આત્માભિમુખપણુ સારૂ ખિલવવા જ્ઞાનપૂર્વકની ક્રિયાજ જરૂરી છે એમાં ના પાડી શકાય તેમ નથી જ

પ્રશ્ન ૧૬—પ્રતિક્રમણ બહુ જ નિર્દોષ નથી થતુ, તો શુ કરવુ?

ઉત્તર—પોતાની ક્રિયાઓમાં નિત્ય નિત્ય સુધારો કરવા પ્રયત્ન કરવો, પરંતુ પારકાને માટે બહુ ચિંતા કરવી તે ઠીક નથી પારકા કરતાં પોતના [illegible] જોવાની વૃત્તિ દરેકે રાખવી જોઈએ શુભ કે હોય એ માનસિક વસ્તુ છે બીજાના માનસિક ભાવો યથાર્થપણે જોવાનું સામર્થ્ય [illegible] હોય નહીં તેમ કરવા જઈએ તો વ્યવહારનો લોપ થવાનો [illegible] સ્યાદ્વાદ એટલે અનેકાંતવાદ એ એમ [illegible] કે નિશ્ચયનયના લોપથી સત્યનો વિચ્છેદ થાય, અને વ્યવહારનયના લોપથી તીર્થનો વિચ્છેદ થાય એટલે રથના બે પૈડાની જેમ પક્ષીની બે પાંખની જેમ બેમાંથી એકને [illegible] ઉચિત [illegible] નિશ્ચયનય ભાવપ્રધાન છે, અને વ્યવહારનય ક્રિયાપ્રધાન છે એટલે દેખાતા સામાના [illegible] સારા નરસાનો નિર્ણય કેમ આપી શકાય ? [illegible] રીતે મનથી કલ્પેલું માપ એનું ઉપયોગમાં [illegible] તે કેમ ચાલે ? પ્રસન્નચંદ્ર રાજર્ષિનો [illegible] એને માટે [illegible] જ નમૂનેદાર છે પૂર્ણ આદર્શને સંમુખ રાખી સુમુક્ષુ ક્રિયા [illegible] જાય તો કોઈ દિવસ કે બીજા કોઈ જન્મમાં પણ તે નિ[illegible] ક્રિયા [illegible] બની શકે છે

પ્રશ્ન ૧૭—પ્રતિક્રમણ અને મિચ્છામિ દુક્કડંનો શો સંબંધ છે ?

ઉત્તર—મિચ્છામિદુક્કડં એ પ્રતિક્રમણની ભાવનાનું મૂળ બીજ છે સાચા પશ્ચાત્તાપમાંથી ઉદ્ભવેલું પ્રાયશ્ચિત્ત લેવાનું ભાન તે આત્માના મુખમાંથી [illegible]પૂર્વક મિચ્છામિ દુક્કડંના મહામૂલા ઉદ્‌ગારો કરાવે છે લઘુકર્મી આત્માને જ આવી ભાવના થાય છે કરેમિ ભંતેનું સૂત્ર ઉચ્ચરતી વખતે પણ સામાયિકમાં કરેમિ ભંતેની પ્રતિજ્ઞા ગુરુમહારાજ લેવડાવે છે, તે વખતે ધીમે સ્વરે સાધકને ઉચ્ચારવાનું પણ હોય છે પોતે સાથે સાથે બોલે તેનાથી પોતાને વિશેષ ખ્યાલ આવે એ પ્રતિજ્ઞા લેતાં પૂરતો ખ્યાલ રહેવો જોઈએ કે છેવટ સુધી આ પ્રતિજ્ઞાનું

પઠન અને નિર્ણય માટે કરવાના છે અહીંથી ઉઠાશે નહીં, કામ વિના બોલાશે નહીં, સાવદ્યયોગનો મેં ત્યાગ કર્યો છે, મારે સમતા ભાવમાં રહેવાનું છે તેવો ખ્યાલ ભુલાયો ન હોય તો જ દોષ શમના ઉત્તમ મિ૦ મિ, ... ના આવી જાય આમ એક મુહૂર્ત સુધી ધર્મ ધ્યાનનો ઉપયોગ ટકી શકે છે એવું જ્ઞાનીઓનું કથન છે તેથી બે ઘડી એટલે ૪૮ મિનિટનો સમય 'જાવ નિયમં' શબ્દથી નિયત કરવામાં આવ્યો છે તેટલો વખત ઓછામાં ઓછો હોય તો જ તેની કોટિમાં ગણી શકાય છે

પ્રશ્ન ૧૮—પ્રતિક્રમણમાં ચૈત્યવંદના, ગુરુવંદના આદિ શા કારણથી વિધાનરૂપ કહી ?

ઉત્તર—ચૈત્યવંદન ભગવાનની આરાધના માટે છે તેમાં નમુત્થુણં માત્ર જિનનું એક મોટું ભક્તિ અર્ઘ્ય છે ભાવનાની પૂર્તિ અર્થે હોવાથી ચૈત્યવંદનના હાર્દરૂપ અને ગાન સમાન સ્તવનનો પણ સમાવેશ પ્રતિક્રમણમાં કરવાનો આદેશ છે આટલું ન પણ તે માટે છે કે જેટલું દેવતત્ત્વ તારક છે તેટલું ગુરુતત્ત્વ પણ તારક છે, તેથી જુદી જુદી ભૂમિકાએ રહીને આત્મ વિકાસની સાધના કરી રહેલા પવિત્ર સદ્ગુરુઓ પણ ભક્તિયોગની સાધનાને અને યથાતથ્ય ગુરુના ભવ્ય સ્વરૂપની ભાવનાને દૃઢ કરવામાં નિમિત્તભૂત છે સામાયિક પણ એક એવી ક્રિયા તરફ છે કે તે એ શિખવે છે કે જે સાવદ્ય વ્યાપારો હોય છે, તેનો અવશ્ય ત્યાગ કરવા જેવો છે એ રૂપને છોડીને શું કરવાનું ? તે પણ બતાવ્યું છે કે ઉપાદેયરૂપ જે ગ્રહણ કરવાની ચીજો છે તેનો સ્વીકાર કરો તેજ આ સામાયિક છે હેયનો ત્યાગ ને ઉપાદેયનો સ્વીકાર સામાયિકે શિખવાડ્યું સ્તુતિઓથી વળી ચઉવિસત્થો દ્વારા ૨૪ ભગવંતના પવિત્ર નામ સ્મરણ કરીને તે પ્રભુઓના ગુણગાન ગવાય છે એ સ્તવનથી સમકિત શુદ્ધ થાય છે એ પણ એક યોગમાં મોટો લાભ છે તે સમ્યક્ત્વ (૧) આસ્તિક્ય (૨)

અનુકંપા ( ૩ ) નિર્વેદ અને ( ૪ ) સંવેગ અને ( ૫ ) શમના લક્ષણોથી વ્યક્ત થાય છે એ ગુણો તેને ઉચું આચરણ કરવા પ્રેરે છે સાચુ બોલતા શિખવે છે સતેષી બનવા પ્રેરે છે એમ કરતાં કરતાં તેનામાં જીવ યાને પણ મહાન્ ગુણ પ્રગટે છે તેથી તે દયાળુ ને પ્રમાણિક બને છે ચિત્તની પ્રસન્નતા ટકાવી રાખવાની સમ્યક્ત્વ તેને હાકલ કરે છે જિનસ્તુતિથી હમેશ ભાવ મંગળ કરવા તે પ્રેરાય છે એમ સ્વાચર એ એનું મુખ્ય કેન્દ્ર બની જાય છે, તથા તે ભક્તિયોગનો ઉપાસક બને છે કારણ કે તે જાણે છે કે પ્રભુના સ્તવન એ ભક્તિયોગની જ એક ભવ્ય ક્રિયા છે અથવા મુક્તાવસ્થા સાથેની એક મહાન્ યાત્રા અથવા સફર છે એમ પરસ્પર વિરોધ ન આવે એ રીતે દર્શનની સાથે જ્ઞાન અને ચારિત્ર પણ આરાધે છે હરહમેશ તેમ કરવાથી મિથ્યાત્વ અવિરતિ કષાય ને પ્રમાદના અભાવરૂપી આધ્યાત્મિક અને માનસિક આરોગ્યને મેળવી શકે છે કાઉસગ્ગનો હેતુ પણ તેવી જ રીતે સમજાયેલો છે કોડવાર પૂજાથી ફળ મળે તે સ્તોત્ર સ્તવનથી મળે કોડવાર સ્તોત્રોની બરાબર મંત્રજાપ કામ કરે છે કોડ-મંત્ર જાપ કરવા જેટલું-અરિહંત-સિદ્ધચક્રાદિનું ધ્યાન છે કાઉસ્સગ્ગથી આવું ધ્યાન કરવાનું શિખવા મળે છે

પ્રશ્ન ૧૯—જ્યારે શાસ્ત્રોમાં સમકિતને આટલું બધું મહત્ત્વ અપાય છે, તો પછી તે સમકિત ક્યારે અને કેવી રીતે પમાય ?

ઉત્તર—પ્રતિક્રમણ કરનારે અમુક યોગ્યતા કેળવવાની હોય છે તે આ પ્રમાણે છે–આત્મા જ્યારે યથાપ્રવૃત્તિકરણ નામના કરણને વટાવી જાય ત્યારે ગાઢ મિથ્યાત્વના કદાગ્રહોથી રહિત થાય. એટલે સરળતાવાળો આત્મા બને છે તેવી ક્રિયા આત્મામાં અંદરથી થઈ જાય ત્યારે એક જાતની યોગ્યતાવિશેષ પેદા થાય છે ત્યારપછી તે પ્રતિક્રમણ કે ચૈત્યવંદન જેવી ઉત્તમ ક્રિયા કરવાની યોગ્યતાવાળો બને છે, એટલે તે ક્રિયા કરવાનો અધિકારી

તે અ યો કહેવાય કારણ કે અમુક આતરિક યોગ્યતા આવ્યા વિના આ ઉત્તમ ક્રિયાઓને માટે અધિકાર મળી શકતો નથી આવા કરણ ત્રણ પ્રકારના છે તેમા આ કરણ સૌથી પ્રથમ પગથિયા-રૂપ છે બીજાનુ નામ અપૂર્વકરણ છે અને ત્રીજા કરણનુ નામ અનિવૃત્તિકરણ છે આ અપૂવ કરણ અને અનિવૃત્તિકરણ માત્ર ભવિજીવોને જ પ્રાપ્ત થઇ શકે છે લેશ્યાની શુદ્ધિ અશુદ્ધિ અનુસાર જીવના સારા નરસા અધ્યવસાયવિશેષોને કરણના નામથી શાસ્ત્રકારો ઓળખાવે છે

નિબિડ રાગદ્વેષના પરિણામરૂપ ગ્રથીપ્રદેશની હદે પહોંચતાં સુધી પહેલુ યથાપ્રવૃત્તિ નામનુ કરણ હોય પછી એ મહાન્ પ્રયાસે કરે એટલે જીવ બીજા અપૂવ કરણને પામે છે એ પછી સમ્યકત્વની પ્રાપ્તિ ટૂક સમયમા જ થવાની હોઇને જીવ ત્રીજા અનિવૃત્તિકરણને પ્રાપ્ત કરે છે

દ્રવ્યક્રિયાઓ તો અનાદિ અનત કાળથી થતી આવે છે પણ ભાવક્રિયા હજી થતી ન હતી એટલે સુજ્ઞ પુરુષોએ હવે એવી વદન પ્રતિક્રમણાદિની ભાવક્રિયા કરવી જોઇએ કે જે મોક્ષ મેળવી આપવામાં અન ય કારણભૂત છે તે કારણથી ઉપર જણાવ્યુ કે પહેલા કરણને વટાવી ગએલો આત્મા જ ઉત્તમ ક્રિયાઓ કરવાનો અધિકારી બની શકે છે એવી ભાવ ક્રિયાના યોગે એ ઉત્તમ ક્રિયાના આરાધક આત્માને અર્ધપુદ્ગલ-પરાવત્તનથી અધિક સ સારમાં ભમવાનુ પછી રહેતુ નથી.

પ્રશ્ન ૨૦—પ્રતિક્રમણાદિની ક્રિયાઓ શુ ઓછા વધારે ફળ આપનારી બની શકે ?

ઉત્તર—આ ક્રિયાઓની ઓછી વધારે ફળની તારતમ્યતા માટે સુવર્ણ-મહોરનુ દૃષ્ટાત જ્ઞાનીઓ બતાવે છે તેના ચાર વિભાગ આ રીતે પાડવાથી તે તુરત સમજાશે (૧) ચોથુ

સો ટચનુ અને ઉપર સરકારી મહોર છાપ એકે જેમા હોય, એટલે ખરી છાપ અને સાચુ સોનુ એ પહેલા ભાગો (૨) છાપ ખોટી ને સોનુ સાચુ (૩) સોનુ ખોટુ અને છાપ સાચી (૪) સોનુ પણ નથી અને છાપ પણ નથી આવી રીતની ખોટા રૂપિયાની વિગતથી સમજાશે કે ત્રીજા ને ચોથા ભાગના જેવી દ્રવ્યક્રિયાએ શુ ફળ આપે? તેનાથી મુગ્ધજનોને છેતરવારૂપ અનર્થકારી ફળ સિવાય બીજુ શુ ફળ હોઇ શકે?

(૧) એ રીતે સૂત્રોના શુદ્ધ વર્ણોચ્ચાર અક્ષરેઅક્ષર સ્પષ્ટ રીતે બોલવામાં થાય સાથે સાથે તેનુ અર્થ ચિંતન પણ થતુ રહે અને ભાવના વિશુદ્ધિ હોય એવી રીતની અમૃત ક્રિયા જે પ્રતિક્રમણાદિમાં થાય તે પ્રથમ પ્રકારની સુવર્ણમહોર તુલ્ય હોવાથી મોક્ષફળને આપનારી નિવડે બને છે

(૨) બીજી સોનામહોરના ઠેકાણે આવી ક્રિયા ગણી શકાય જે બોલવામાં અશુદ્ધ બોલાતુ હોય એટલે વર્ણોચ્ચારમાં ગોટાળો ભૂલો પડતી હોય તથા તે શુ બોલે છે? તે સૂત્રોના અર્થનુ તેને જ્ઞાન ન હોવાથી અર્થચિંતન પણ તે કાંઇ ન કરે અને પોપટ જેમ રામ રામ બોલે ને અર્થ ન જાણે તેમ મંત્ર અશુદ્ધ અશુદ્ધ પણ બોલી જાય ને એમ માને કે મે પ્રતિક્રમણ કર્યુ ભગવાન પાસે ચૈત્યવંદન કર્યું ગુરુ વંદન કર્યુ તીર્થવંદના કરી એમ મે આ સારી ક્રિયા કરી એમ માને પણ સાથે સાથે ભાવનાની વિશુદ્ધિ હોય કે ભગવાનની આજ્ઞાનુ મે પાલન કર્યું મે પ્રતિક્રમણની આ ક્રિયા કરી તે સારુ થયુ એમ ભાવનામાં ખામી ન હોય તેની ક્રિયા હજી પણ તદ્દન નિષ્ફળ જતી ગણાતી નથી કારણ કે તેમાં ભાવ સારા છે અને એમ નિત્ય ક્રિયા કરતા અભ્યાસથી નિદ્રાથી, કે ગુરુમહારાજની રોજની ટોકણીથી એક દિવસ સુધરી જવાનો સંભવ રહે છે

( ૩ ) ભાવના વિનાની ક્રિયા વર્ણોચ્ચાર વિગેરેથી શુદ્ધ પણ હોય તે છતાં એ ત્રીજા પ્રકારની સોનામહોર જેવી ખોટી સમજવી

( ૪ ) છેલ્લી તો બેઉ પ્રકારે ખોટી છે એટલે ચોથી મહોર જેવી હોવાથી અનિષ્ટ ફળને દેનારી બને છે ખોટી મહોરથી સો કરનાર સામે પોલીસ કેસ થાય ને જેલ મળે તેની જેમ અહીં પણ સમજવુ ભારે કર્મી અને જડ બુદ્ધિ વાળા જીવો આવી ક્રિયાઓ કરે છે ને દુર્ગતિએ જાય છે "ખેદની વાત છે, કે આજના કાળમા વિશેષે કરીને આવી અશુદ્ધ ક્રિયાઓ મોટે ભાગે વર્તે છે। આ પ્રમાણે ૧૪૪૪ ગ્રથના રચયિતા પૂજ્ય આચાર્ય ભગવાન શ્રી હરિભદ્રસૂરિ મહારાજે પંચાશક નામના ગ્રથમા કહ્યુ છે આના ઉપરથી આપણે સમજી શકીએ છીએ કે શુભ ફળને આપનાર ચિંતામણિ રત્ન જેવા પદાર્થો પણ જ્યારે અભવ્ય જીવને પ્રાપ્ત થઈ શકતા નથી તો પછી પરમપદના બીજ સમાન આ સર્વોત્તમ ક્રિયાઓનો લાભ તો તેઓને કયાથી મળી શકે ? સાચી વાત એ છે કે– તે સત્પુરુષાથના અને ભવિતવ્યતાના યોગથી જીવોમા આસન્ન ભવ્યપણુ પરિપાક થાય છે ત્યારે તેને યોગ્યતા સાંપડવાના સુયોગો ક્રમે ત્યાંથી પણ આવી મળે છે તેવા સમયે ઉચ્ચ ભાવનાવાળી ક્રિયા કરવાનો ઉત્સાહ જાગે છે જેઓને પવિત્ર એવી દેવ ગુરુ ધર્મની ઉપાસનાની ક્રિયાઓ તરફ કોઇ પણ જાતનો પ્રદ્વેષ નથી, તેઓ ધીમે ધીમે કમના ક્ષયોપશમથી શુદ્ધિને પામે છે એમ કરતા કરતા તેવી ક્રિયાઓ આચરવાનો અધિકાર મેળવતા જાય છે તેથી તેવા જીવોને ' આસન્નભવ્ય ' કહી શકાય જેઓમાં તેટલુ સત્વ જ્યાં સુધી આવ્યુ હોતુ નથી ત્યા સુધી ઉત્તમ આરાધનાની તીર્થંકર ભગવંતોની ઉત્તમ ક્રિયાઓ માટેનો સદુપદેશ એ તો તેને સિંહની ગર્જના જેવો લાગે છે એટલે કે સિંહના નાદને સાંભળી હરિણિયાઓ ભ જાય છે,

તેમ આ ક્રિયાઓ બહુ કઠીન છે અમારાથી નહીં બને એમ કહીને પોતાની અશક્તિ બતાવીને પોતે દૂર દૂર ભાગે છે

પ્રશ્ન ૨૬—કેટલાક સૂત્રો પશ્ચાત્તાપની મહત્તા બતાવે છે ને કોઈ ભક્તિ માટે ભાર મૂકી કહે છે, તેમાં વધારે કોણ ?

ઉત્તર—પ્રતિક્રમણ [illegible] પશ્ચાત્તાપનો સૂચક છે તેમાં ઇરિયાવહી, વંદિત્તુ વિગેરે સૂત્રો પશ્ચાત્તાપ કરાવી આંસુ પડાવે તેવા છે તથા નવકાર કે લોગસ્સ જેવા સૂત્રો ભક્તિનું મહત્ત્વ બતાવે છે આ સૂત્રો બોલતા હર્ષ[illegible]ના અશ્રુ વહેતાં થાય છે બેઉ વાત પ્રતિક્રમણમાં છે સમજવાનું એ છે કે પોતાના આત્માની નિંદા-ગર્હા કરનાર [illegible]ના ગુણોને કે ગુરુના ગુણોને જ્યારે યાદ કરે છે ત્યારે ભક્તિનો ઝરો વહે છે તે ભક્તિને કોઈ શ્રદ્ધા વિનય કે વૈયાવચ્ચના નામથી ઓળખે છે કોઈ તેને સદ્ભાવ, સેવા કે સમર્પણ કહે છે અને કે વંદન, પૂજન, સત્કાર, સન્માન ભક્તિના જ રૂપો છે ભક્તિથી જ પ્રણામ, પ્રશંસા પ્રાર્થના ને પ્રમોદ થાય છે સ્મરણ સ્તવન, કીર્તન, કથા, ઉપાસના આદર આરાધના, આજ્ઞાપાલન, જાપ જાત્રા, વાત્સલ્ય પ્રેમ એ બધા ભક્તિના જ પ્રકારો છે આ રીતે આત્મનિંદા અને ભક્તિ બેઉથી તરવાનું છે જેઓને ભક્તિયોગ બહુ ઇષ્ટ હોય છે, તેઓ સંગીત વિગેરે સાધનોથી તેમાં ખૂબ મસ્ત બને છે તેનાથી પણ ઘણા કર્મોનો નાશ થઈ શકે છે રાવણે ભક્તિથી જ તીર્થંકરનામકર્મ અષ્ટાપદ તીર્થ ઉપર બાંધ્યું હતું

આ સ્થળે એક વસ્તુ યાદ રાખવાની છે કે—પૃથ્વી, પાષાણ વૃક્ષ સાગર સરોવર, નદી કુંડ, પવન અગ્નિ સૂર્ય, ચંદ્ર કે આકાશની ભક્તિ કરવી, એ તો રેતીમાંથી તેલ કાઢવા બરાબર છે તેજ પ્રમાણે લોભી દંભી, ક્રોધી, અભિમાની અજ્ઞાની, વિષયી, અપૂર્ણ કે અનુપકારી વ્યક્તિઓની ઉપાસના કરવી એ તો દરિદ્ર પાસે ધનાઢ્ય થવાની ઇચ્છાથી ધનની માંગણી કરવા

જેવો દુર્લભ પ્રયાસ છે જો ધતુરા પર ગુલાબ ઉગે, લીમડા પર કેરી પાકે, સાગરનું જળ મીઠું બની જાય, તો જ ગુણહીન આત્માઓ પાસેથી ગુણપ્રાપ્તિ શક્ય બની શકે, માટે પવિત્ર તાની ઇચ્છા રાખનારે પવિત્ર આદર્શ વ્યક્તિની જ ગુણપ્રાપ્તિ માટે આરાધના કરવી જોઈએ પછી તે ગમે તે નામ કે સત્તાથી ઓળખાતા હોય.

પ્રશ્ન ૨૨—તીર્થની ભક્તિ કરવા જતાં આશાતના થઈ જાય તો શું કરવું ?

ઉત્તર—તીર્થની, શાસનની કે ધર્મની આશાતના હેલના કે હલકાઈ આપણા નિમિત્તે થવી જ નહીં જોઈએ તીર્થ શાસન કે ધર્મ મહાન્ પવિત્ર તત્વો છે એની આશાતનાઓથી ભયંકર દુષ્ટ પરિણામ આત્માઓને ભોગવવાં પડે છે માટે આશાતનાદિનું વર્જન થવું જ જોઈએ મોટી આશાતનાઓથી આ ભવમાં પણ દુઃખ અને આપત્તિઓ આવે છે ધનની હાનિ થાય, દેહ રોગથી ખરાબ જ્યાં જાય ત્યાં તિરસ્કાર પામે ભૂખ્યા હોવા છતાં અન્ન કે પાણી વિના ટળવળવું પડે અને પરભવમાં નારકીની ભયાનક મહાયાતનાઓ સહવી પડે આજે રોગો થાય છે તે પણ તેવી આશાતનાઓનું જ પરિણામ અથવા ફળ ગણાય. બે સારાં કામો આપણા હાથે ઓછાં થાય તેનો વાંધો નહીં, પરંતુ ઉપર કહેલ બૂરાં કૃત્યોમાં તે આપણો હિસ્સો ન જ હોવો જોઈએ એ સાદી ને સરળ દિવસ દીવા જેવી સ્પષ્ટ છે કારણ કે જૈનધર્મ, જૈનશાસન કે જૈન તીર્થો એ બહુજ પવિત્ર ચીજો છે તેથી વિરુદ્ધ વર્તનારા કદી પણ સુખી થઈ શકતા નથી માટે સુખી થવું હોય તો શ્રી વીતરાગ દેવોની આજ્ઞા મુજબ જ વર્તવું જોઈએ આજ્ઞા પાલન થાય તો શીઘ્ર સુખી થવાય

પ્રશ્ન ૨૩—દેવદ્રવ્ય, જ્ઞાનદ્રવ્ય, કે સાધારણદ્રવ્ય એ શા હેતુથી જુદા જુદા રાખ્યા છે ?

ઉત્તર—શ્રી તીર્થંકર દેવોના નિમિત્તે આત્મકલ્યાણ માટે પૈસા જિનમંદિરમાં અપાય છે દેરાસરમાં ઘી બોલાય છે, એ ઘીની પ્રથાથી એ નિર્ણય થાય છે ને ન્યાય પણ સચવાય છે, કે પહેલી પૂજા ઘી બોલનાર જે કરે તે પૈસા દેવદ્રવ્ય ગણાય છે ભગવાન મહાવીરદેવનાં ચ્યવન અને જન્મ કલ્યાણકો વખતે શ્રી કલ્પસૂત્રમાંથી સુપનનું વાંચન જ્યારે શ્રવણ કરાય છે, તે ભગવાનના નિમિત્તનું દ્રવ્ય બોલાતું હોવાથી તે પણ દેવદ્રવ્ય ગણાય છે સમ્યગ્ જ્ઞાનના આલંબનથી સંસાર તરવો છે, એટલે એ મુક્તિસાધક જ્ઞાનની પૂજા નિમિત્તે પૈસા જ્ઞાનપૂજામાં ચઢાવાય છે એટલે તેને જ્ઞાનદ્રવ્ય કહેવાય છે તેવી જ રીતે સાધારણદ્રવ્ય પણ એકઠું કરવામાં આવે છે તે સાતે ક્ષેત્રમાં વપરાય છે તેમ ગુરુમહારાજની ગહૂંલી વિગેરેમાં દેવદ્રવ્યથી અને જ્ઞાનદ્રવ્યથી તદ્દન નિરપેક્ષ જે દ્રવ્ય મૂકવામાં આવે છે, તે કથંચિત્ ગુરુદ્રવ્ય કહેવાય છે એ બધાયની વ્યવસ્થા શાસ્ત્ર મુજબ પોતપોતાના ગામોના સ્થાનિક મહાજન પંચ, અથવા શ્રાવક સંઘને કરવાની હોય છે આ વહીવટ શુદ્ધ અને નિર્મળતાપૂર્વક કરવાનો હોય છે એટલે કે પોતાને માટે તેનો ઉપયોગ કરવાનો હોતો નથી

જેમ એક શેઠ પોતાના ચાર પુત્રોને પોતાની ૪૦ હજારની મિલકત વહેંચી આપે, તો દરેક પુત્ર–પોતાને મળેલી દશ દશ હજારની મિલકતના જ માલિક ગણાય છે તેમાં એક ભાઈ બીજા મોટા ભાઈની મિલકતમાં પોતાનો અધિકાર લગાવવા જાય, તો ન્યાયાધીશને સ્પષ્ટ કહેવું પડે કે–તેના પિતાએ આપેલી ૧૦ હજારની રકમ પર જ તેનો માત્ર અધિકાર છે વળી કોઈ શેઠ પોતાને પુત્ર ન હોય તો પોતાની સવા લાખની મિલકતનું ટ્રસ્ટડીડ કરે, તો તેની પાછળવાળા ટ્રસ્ટીઓ તે ટ્રસ્ટડીડમાં કોઈ પણ ફેરફાર કરી શકતા નથી પ્રિવીકાઉન્સીલ સુધી લડે, અથવા દિલ્હીની સુપ્રીમ કોર્ટ સુધી લડે, અને તેમાં આની જુરીમાં ૫ કે

ઉ ન્યાયાધીશો હોય, તો પણ મરનારની ઈચ્છા મુજબ ટ્રસ્ટડીડમાં જે લખ્યુ હોય તેનાથી અક્ષર પણ ફેરફાર કરવા તેઓ સમર્થ થઈ શકતા નથી. તેમાં પણ ૨૫ હજાર આયંબિલ ખાતામાં આપવા લખ્યુ હોય ૨૫ હજાર પાંજરાપોળમાં આપું છુ તેમ લખ્યુ હોય ૨૫ હજાર ઉપાશ્રય બનાવવા આપવાનુ લખ્યુ હોય અને બાકીના ૫૦ હજાર પોતાની પાચ પુત્રીઓને આપવા લખી ગયા હોય તો એ પુત્રીઓને કે જમાઈઓને અનિચ્છાથી પણ આયંબિલ ખાતુ પાંજરાપોળ અને ઉપાશ્રયની ત્રણેય સંસ્થાઓને ૭૫ હજાર આપવા જ પડે છે જે ધારાથી તે લક્ષ્મી આપનારે આપી છે, તે ધ્યેયથી ફેરવીને કોઈ ઉલટ-પાલટ કરી શકતુ નથી તેવી જ રીતે જૈનદર્શનની એ માન્યતા છે, કે જિનમંદિરની રકમ એટલે કે દેવદ્રવ્ય માત્ર દેરાસરના જ ઉપયોગમાં લઈ શકાય જ્ઞાનની રકમ જ્ઞાન માટે જ ઉપયોગમા લેવાય, અને સાધારણની રકમનો સાતે ક્ષેત્રો કે તેમાંના એક પણ ક્ષેત્ર માટે ઉપયોગ કરી શકાય એટલે એ ફલિતાર્થ નીકળે છે કે-જિનમંદિર જિનમૂર્તિ, જિનાગમ, સાધુ સાધ્વી શ્રાવક અને શ્રાવિકા એ ૭ ક્ષેત્રોમા જે જે કાળે અને જે જે ક્ષેત્રમાં વધારે જરૂરીઆત લાગે, તેમાં ઉપજનો વધારો કરી તેમાં વિનિયોગ કરી શકાય છે પરંતુ દેવદ્રવ્યના ધનનો નીચે ઉતરતા ચોથા, છઠ્ઠા કે સાતમા શ્રાવક-શ્રાવિકાના ક્ષેત્રોમા વિનિયોગ કરી શકાય નહીં તેમ કરવાથી બહુ જ પાપ લાગે છે આપણા ગામમાં દેવદ્રવ્ય ઘણુ હોય, તો બીજા ગામોના જિર્ણોદ્ધારના કામમાં આપી શકાય સાધારણમાં સારી રકમ હોય તો સાતે ક્ષેત્રોમાં જ્યાં વધારે જરૂર હોય ને તેમાં આપે તો દોષ લાગતો નથી ટૂંકમાં એ કે જે ખાતાનુ ધન હોય તે ખાતામા તેનો ઉપયોગ કરતા રહેવુ, એ જ હિતકર અને શ્રેયસ્કર છે આવુ સાદુ પણ વહીવટી જ્ઞાન જેઓ ધરાવતા હોય, તેવાઓએજ આવા ખાતાઓનો વહીવટ હાથમાં લેવો જોઈએ, તેવા વહીવટદારે પોતાના ધનની જેમ એવી રીતે

વહીવટ કરવો જોઈએ, કે એક પૈસાનું પણ તેમાં નુકસાન થાય નહીં, કે સહેજ પણ દુર્વ્યય થાય નહીં

પ્રશ્ન ૨૪—જેમ તીર્થંકર દેવોનું મહત્ત્વ આ સૂત્રોમાં છે, તેમ ગુરુમહારાજોનું મહત્ત્વ પણ ખૂબ જણાય છે, તો તેનું શું કારણ? ગુરુમહારાજો તો મોટે ભાગે છદ્મસ્થ હોય છે?

ઉત્તર—દેવના વિરહમાં ગુરુમહારાજો જ સૌને આધારરૂપ છે. માર્ગ દેખાડનાર અને જ્ઞાનદીપક પ્રગટાવનાર તે જ છે. છદ્મસ્થ ગુરુમહારાજો અને દેવની ભગવતી આદિ આગમોની સાક્ષી હોય છે. એટલે ગુરુઓ મોક્ષમાર્ગે પ્રયાણ કરનારા યાત્રિકો કહેવાય છે. પંચમહાવ્રત એ મોક્ષ માટેના રાજમાર્ગની યાત્રા છે. તેઓ સાથે સાર્થવાહ કે વકીલ સમાન છે. તેઓ કોઈનું પણ કદી અહિત થાય તેવું બોલતા કે કરતા નથી. પરોપકારી હોવાથી સ્વાર્થનો અંશ પણ તેઓમાં હોતો નથી. તે તે સુખમાં તેઓથી થાય તેનો ઉપકાર કરી જાય છે. ગામેગામ વિહાર કરવાથી તેઓ નિરાશંસભાવે ઉપકાર કરી શકે છે. ગુરુમહારાજોનો આટલો બધો ઉપકાર હોય છે. એટલે તેઓ જો હાજર ન હોય તો તે વખતે રાઈપ્રતિક્રમણમાં તેની સ્થાપના પહેલાં એટલે ઠાવતા પહેલા "ઇચ્છકાર" સૂત્ર બોલવાની વિધિ છે. જેમ શાન્તિસ્નાત્રમાં કુંભ સ્થાપન થયા પછી અનેક વિધિઓ થાય છે યાવત્ સ્નાત્ર ભણાવાય છે, તેમ આ ગુરુમહારાજોની શાતા પૂછવાની વિધિ થયા બાદ પ્રતિક્રમણ ઠાવવાનું વિધાન છે. કોઈ નવા મકાનમાં વાસ્તુ કરવું હોય, તો કુંભ મૂકીને મુહૂર્ત થાય પછીથી જેમ ઘર-પ્રવેશ થાય છે, તેમ ગુરુવંદન એ પણ એક માંગલિક ક્રિયા મનાય છે.

પ્રશ્ન ૨૫—મિચ્છામિ દુક્કડંનો રહસ્યાર્થ શું છે? ભૂલ ન થઈ હોય કે ભૂલ ન કરી હોય, તો મિચ્છામિ દુક્કડં શાનું?

ઉત્તર—જ્યારે કોઈ એક કાર્ય ન કરવા જેવું હોય છતાં જો તે થઈ જાય, અથવા કોઈ કાર્ય કરવા જેવું હોય છતાં ન થઈ શક્યું, ત્યારે ભૂલ થઈ ગણાય છે. એ ભૂલ સુધારવાનો મુખ્ય આધાર ભૂલના

ભાન ઉપર રહે છે ભૂલ જ ન સમજાય તો તેને સુધારવાનુ પણ રહેતુ નથી શિષ્ટ સમાજે ગણેલી સત્પ્રવૃત્તિનો અભાવ અથવા સદ્નિવૃત્તિ કરવામાં આવે તથા અસત્ પ્રવૃત્તિઓમા ઉદ્યમ કરાય તે ભૂલવાળી સ્થિતિ ગણી શકાય એટલે અસદ્‌ની નિવૃત્તિ અને સદ્‌મા પ્રવૃત્તિ થાય ત્યારે ભૂલ સુધારવાની કળાનુ રહસ્ય મળ્યુ છે એમ કહી શકાય આખાય ઇરિયાવહી સૂત્રનો મુખ્ય આધાર આ મિચ્છામિ દુક્કડ ઉપર જ છે તે કારણથી આ સૂત્ર ઘણુ જ મહત્વનુ બની ગયુ છે આગમગ્રથોમા પણ ફરમાન છે કે ઇરિયાવહી કર્યા વિના પ્રતિક્રમણ ચૈત્યવ ન સ્વાધ્યાય કે મજ્ઝાયાદિ કોઇ પણ ક્રિયા કરવી કલ્પતી નથી કારણ કે તેના વિના તે અશુદ્ધ થવાનો સભવ રહે છે ઇરિયાવહી કરતા તસ્સ ઉત્તરી સૂત્રથી તે ઐર્યાપથિકી વિરાધનાઓનુ ઉત્તરીકરણ કરવામા આવે છે જેમ ઘરનુ રિપેરીંગ અથવા સમારકામ કરવામા આવે છે અથવા તો ગાડાના પૈડા ધરી કે આરામા નુકશાન થતા સુધરાવવુ પડે છે, તેમ મૂળ અને ઉત્તરગુણોની થએલી ખડના કે વિરાધનાઓનુ પુન સસ્કરણ તેનાથી કરવામા આવે છે પોતાના સત્ત્વગુણથી કે પોતાના સામર્થ્યથી મનુષ્યભવમા સમજપૂર્વક આવી પુન સસ્કરણની ક્રિયા કરવી બહુ જ જરૂરી છે સોનાનુ શોધન જેમ તેજાબ અને તાપથી થાય છે અથવા મેલા કપડાની શોધન વિધિ પાણી ક્ષાર કે સાબુથી ધોઇને થાય છે ને તેમ કરવાથી ફરીથી તે ઉજવળ થઈ પોતાના સ્વરૂપમા આવે છે તેમ કર્મ મલિન આત્મા ઉપર શુદ્ધિ કરવાની આવી ક્રિયા ઘણી જ જરૂરી છે જ્યારે આત્મા સમજતો થાય છે કે મને જે જે દુઃખો આવે છે તે બધી મારી પૂર્વેની કરેલી ભૂલોની શિક્ષાઓ જ છે ભૂલ એ પાપ છે એ કર્મ છે કર્મ છે એ દુ ખ છે' એમ સમજે ત્યારે આવી પ્રાયશ્ચિતની ક્રિયાઓ કરવાનુ મન થાય, કે જેથી દુ ખ ભોગવ્યા વિના છૂટી શકાય.

વોસિરાવુ છુ તો અર્થ આ કરવો કે "કષાયમાન આત્મા **શરીરથી પાપ કરે છે તેને**" વોસિરાવુ છુ દુ ખમા આત્મા ક્યારે અળ્યો ઝળ્યો રહેતો નથી ? કષાય, રાગ, દ્વેષ તો દરેક મેળના છે એટલે જ દુનિયામા કષાયાત્મા અને પ્રશાતાત્માના ભેદો બતાવાયા નથી દુ ખી દુનિયાને સાચી આત્મિકશાંતિ અનુભવવાનુ ક્યારે બની શકે ? સસારદાવાનળમાંથી બચવા માટે ભગવાને બબો છાંગી ગાત બનાવવાનુ આ અપૂર્વ સાધન ભગવતોએ બનાવ્યુ છે હવે કર્મનો ઉદય આવે ત્યારે પણ શરીરને જ વેઠવો પડે છે તેમ **અશાંતિ ઉત્પન્ન કરનાર કષાયના તત્ત્વને વોસિરાવી દઈને શાંત અવસ્થા આત્માને કે શરીરને મેળવી આપવી** તે પણ સુયોગ્ય જ છે તેમ કરનાથી આત્મા વ્યવહારની સપાટીથી ઊંચે રહી શકવા સમર્થ બની શકે છે કારણ કે તે આત્મા સમજી શકે છે કે અનેક વિષમતાઓનો અભાવ કરી સ્થિરતાને ઉત્પન્ન કરનારી સામાયિકની આ ઉત્તમ ક્રિયા મને હાથ લાગી છે હવે હુ મારા રાગદ્વેષને જીતવા તથા તેની સામે ઝઝુમવા પુરુષાર્થ કરવા તૈયાર થયો છુ એમ કરવાથી જીવમાત્ર નાથે મારે માટે બધુત્વની ભાવના કેળવવી બહુ જરૂરી છે એ જ અહિંસાના મૂળિયાં છે તેથી કહેવાય છે, કે સામાયિક એટલે અન્યને દુ ખ નહીં ઉપજાવવાનો અડગ નિશ્ચય છે એનાથી હુ અહિંસાનો સાચો ઉપાસક બની શકીશ **અહિંસા તો ક્લેશ રહિત અવસ્થાવાળા આત્મામાથી જન્મેલી સમભાવની જ સતતિ છે** આના અનતા રહસ્યો આ સામાયિકના સૂત્રમા સમાવી લેવામા આવ્યા છે જેમ શાક મારકીટમાં શાક મળે છે તેમ આત્માને શાંત સાંપડે તેવુ બજાર દુ યવી મનુષ્યોના આજના શહેરોમા હોતુ નથી માત્ર તે સામાયિકશાળામા જ મળે છે સાવદ્ય ક્રિયાઓને દુ ખજનક મનાય તો જ સામાયિકમા સમતાનો સાચો લાભ લઈ શકાય છે, એ વાત એ ઉપરથી સિદ્ધ થાય છે